# ગુણસુંદરીનો રાસ.

આ પુસ્તક ખુલ્લે મુખે વાંચવાની કર્તા તરફથી
ખાસ મનાઈ છે.

ૐ.

શ્રી વીતરાગાય નમઃ

શ્રી

# સતી ગુણસુંદરીનો રાસ.

કર્તા,


ગોંડળ સંપ્રદાયમાં પ્રસિદ્ધિ પામેલ મહારાજશ્રી
હીરાચંદજી સ્વામીના શિષ્ય મુની શ્રી
દેવસી સ્વામી તેમના શિષ્ય મુનિ
શ્રી આંબાજી સ્વામી.



પ્રસિદ્ધકર્તા

જેતપુર નિવાસી કોઠારી નરભેરામ અભેચંદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

વીર સંવત ૨૪૪૭. વિ૦ સંવત ૧૯૭૮

કિંમત રૂ. ૦-૮-૦ ( પો. જુદું. )

## શ્રી સતી ગુણસુંદરીનો રાસ.

# પ્રસ્તાવના.

આ ભારતભૂમિને ભૂષણરૂપ પોતાના ઉજ્વળ સતીત્વાદિ ગુણોવડે ઉભયકુળમાં કીર્તિધ્વજ ઝળકાવી, સ્વર્ગ અને અપવર્ગની પદવીને પામનાર, પૂર્વ કાળે અસંખ્ય સતીઓ થઈ ગયેલ છે.

જેઓનાં ઉદાર ચરિત્રોએ જગજ્જનોના હૃદયપટ પર છાપ મારી, તેમને વિશાળ ગુણોથી વિભૂષિત બનાવ્યા છે; તેમાંથી માત્ર કેટલીક સતીઓના ઇતિહાસો લખાયા છે, સિવાયના ઇતિહાસો પણ નથી. પરંતુ તેમાં કેટલીક પુરાણી કથાઓ અનુભવીઓના અનુભવ ગોચર રહેલી જણાય છે, જે જનસમાજના હૃદયને રસબસ કરી મૂકે તેવી રસીક હોય છે; તેમાંથી નમુના રૂપ આ એક ગુણસુંદરીની કથા મેં એક શ્રાવકને મોઢેથી સાંભળી છે તે ચિત્તાકર્ષક હોવાથી મારી અલ્પ મતિ અનુસાર હું પદ્યરૂપે રચી પ્રસિદ્ધિમાં મૂકું છું. આ સતી વણિક કુળમાં જન્મેલી હતી જેને જૈન ધર્મના દૃઢ સંસ્કારો બાળપણાથી પડેલા હતા. તે બાળાને તેનાં માબાપે એક મોતિચંદ નામના વણિકપુત્રને ઘરજમાઈ રાખી તેની સાથે પરણાવી હતી. તેનો પતિ વિત્તોપાર્જન કરવા વિદેશ ગયો ત્યારથી તે હમેશાં સામાયક, પ્રતિક્રમણ, વિગેરે ધર્મ કરણીમાં પોતાનો વખત પસાર કરતી હતી. તે સંજોગોમાં સતીને વિદ્યાધર કુંવરીએ

રૂપપરિવર્તનની વિદ્યા બક્ષિસ કીધી. તેવડે પ્રબળસિંહનો સ્વાંગ ધારણ કરી રાજકુંવરે ચડાવેલા કલંકને નિર્મૂળ કર્યું. તે સમયે સ્વપતિ તેમજ રાજા પ્રજાનાં ચિત્ત આશ્ચર્ય ભૂત બનાવવા સાથે પોતે સતી રૂપે પ્રગટ થઇને શિયળની પ્રભુતા જગ જાહેર કરી. છેવટ ધર્મ આરાધન કરી દંપત્તી સ્વર્ગ ગતિને પ્રાપ્ત થયા છે. આ રાસમાં મુખ્યત્વે શિયળની પ્રધાનપદ આપેલું છે, તે વાંચક વૃંદ લક્ષમાં લઈ પોતાના જીવનને ઉચ્ચ બનાવશે તો કર્તા પોતાનો પ્રયાસ સફળ થયો માનશે. લી.

ગોંડળ સંપ્રદાયના મુનિ મહારાજ

શ્રી દેવસી સ્વામીના શિષ્ય આંબાજી



આ પુસ્તકદ્વારાએ જ્ઞાનનો ફેલાવો કરવામાં દ્રવ્યનો સદ્વ્યય કરનાર જેતપુર નિવાસી શ્રીયુત્ મહાશય કોઠારી નરભેરામ અભેચંદભાઇએ ઉચ્ચ ભાવના પ્રદર્શિત કરી છે. આ કામમાં મેંદરડાવાળાં બ્હેન હેમકુંવર ડોસાભાઇએ પણ રૂપિયા ૧૦૦ એક સોની મદદ કરી છે.

આવી રીતે જ્ઞાનદાનમાં પોતાને મળેલા દ્રવ્યનો સદ્વ્યય કરનાર ઉપરના બન્ને મહાશયોને ધન્યવાદ આપવામાં આવે છે કારણકે હજારો માણસો આ રાસનો વાંચન તેમજ શ્રવણ દ્વારાએ લાભ લઇ શકશે. લી.

પારેખ જગન્નાથ અંબાવીદાસ

જેતપુરવાળા.

॥ શ્રી વીતરાગાય નમઃ ॥

# ગુણસુંદરીનો રાસ.



( દોહરા. )

પરમ ગુરૂના ગુણ સ્તવું, કરવા વાંછિત કાજ;
ગુણીયલ ગુરૂજી માહરા, શ્રી દેવસી મહારાજ. ૧
ગુરૂ ગુણ ગણના છે નહિ, ક્ષિતિ તલ મોઝાર;
ત્રણ ભુવનની સંપદા, મળે ગુરૂ આધાર. ૨
સ્વર્ગપતિ પણ જે થયા, ફળીયા વાંછિત કાજ;
અજરામર પદ પામિયા, ગણી ગુરૂ શિરતાજ ૩
ગુરૂ શશી ગુરૂ દિન કરૂં, ગુરૂ છે તારણિ નાવ;
ગુરૂપે ગુરૂતા લઇ કરી, પામ્યા ક્ષાયક ભાવ. ૪
ગુરૂ પ્રતાપે પામિયો, પરમધર્મનો પંથ;
કીધો કૃતાર્થ મુજને, પૂર્ણ ધરી મન ખંત. ૫
તસ્સ પ્રતાપે માહરી, સ્ફુરે મતિ જો આજ;
શીયળતણી રચના કરૂં, ગુરૂતણી લઈ સાજ. ૬
પરમ પુરૂષ પરમેશ્વરૂ, સિદ્ધપદદાયક જેહ;
લોકાલોક વિલોકતાં, પામ્યા શિવગત ગેહ. ૭

ઘનઘાતિ વિધ્વંસીને, ઉદય થયા જગભાણ;
જ્યોત અનંતી ઝગમગી, કેવલ દર્શનનાણ. ૮
સિધારથ કુળે જનમિયા, ત્રિસલાદેવિ નંદ;
તસ્સપદ પંકજ સેવતા, સુરનર મુનિવર વૃંદ. ૯
પ્રભુનામે પ્રભુતા મળે, ટળે ત્રિવિધિ દુઃખ;
જીનવર નામે જગતમાં, પદ પદ પામે સુખ. ૧૦
અજ્ઞ નિપુણતા પામશે, પ્રભુ નામે જયકાર;
તસ્સ પ્રતાપે વર્ણવું, શીયલતણો અધિકાર. ૧૧
સકલ વ્રતે વ્રત મોટકું, ભાખે શ્રી અરિહંત;
ધૈર્યવંત ધારણ કરે, જાણો તે ભગવંત. ૧૨
ચોગતિના સંકટ ટળે, શીયળ ગુણે નરનાર;
વાંછિત સુખ સહેજે મળે, શીયળે જયજયકાર. ૧૩
શીયળવંત નરનારીયો, ભૂતળ થયાં અપાર;
ઉભયકુળ ઉજવળ કરી, પહોંચ્યાં સ્વર્ગ મોઝાર. ૧૪
બ્રહ્મી સીતા અંજના, શીયળે સતીયું વૃંદ;
મહીમંડળ પાવન કરી, પામી પરમાનંદ. ૧૫
તેમાંથી એક સતીતણો, અલ્પ કહું અધિકાર;
શીયળવંતના ગુણ સ્તવી, કરૂં આતમ ઉદ્ધાર. ૧૬
શ્રોતા ગુણીયલ સાંભળો, તન મન ધરીને મોદ;
મુનિઆં–આજી વર્ણવે, સુણતાં થશે પ્રમોદ. ૧૮

---

# ઢાળ પહેલી.

(રાગ મુનિ બળભદ્ર વસેરે વૈરાગમાં તે રાગ તથા ભરથરી.)

પદ્ય પ્રબંધે કરી વર્ણવું, ગુણસુંદરી ચરિત્રજી;
સુણતાં ચિત્ત રંજન થશે, હોશે કર્ણ પવિત્રજી;
ધન્ય ધન્ય ભૂતળ ભામિની— એ ટેક૦ ૧
ઇણુ જંબુદ્વીપના ભરતમાં, દીપે મરૂધર દેશજી;
ધન ધાન્ય તણી તે સંપદા, શોભે છે જયાં વિશેષજી. ધન્ય૦ ૨
ત્યાં પોતનપુરી નામે કરી, નગરી છે સુખકારજી;
વ્યવહારી વસે તે પુરમાં, કરતા વિવિધ વેપારજી. ધન્ય૦ ૩
તે મધ્યે માધ્યસ્થ સ્થિતિનો, શ્રેષ્ઠી નામે જીનપાળજી;
છે ભદ્રા નામે તસ્સ ગેહીની, પત્ની ગુણે પ્રેમાળજી ધન્ય૦ ૪
તાસ અંગજ એક સુંદરૂ, મોતિચંદ્ર નામે સુતજી;
માત પિતાને મન વાલડો, છે પુણ્યડિણો તે પુતજી. ધન્ય૦ ૫
ચાલી જતાં ચપલા તેહની વિણુડી સઘળી વાતજી;
બાળવયે મૃત્યુ પામીયા, માત અને તસ તાતજી. ધન્ય૦ ૬
નિકટ સ્નેહી તસ્સ તાતનો, શ્રેષ્ઠી ગુણે શીરદારજી;
તેહ આશ્રીત થઇ રહ્યો, મોતિચંદ તે વારજી. ધન્ય૦ ૭
સ્વસુત સમ તેણે રાખીયો, દીન જાણી તે બાળજી;
એકદા મોતિચંદને મોકલ્યો, ભણુવા કાજે નિશાળજી. ધન્ય૦ ૮
વૃત્તિ ચંચલ જેના ચિતની, રહ્યો બાળ બુદ્ધિવંતજી;
કલહ કરતાં અન્ય બાળથી, રક્ષક તેને વર્જતજી. ધન્ય૦ ૯

જાણી કુટીલ વૃત્તિ તેહની, હાંકી કાઢયો બહારજી;
સ્વછંદી ત્યાંથી રે ચાલીયો, ભટકે પુર મોઝારજી. ધન્ય૦ ૧૦
કુવ્યસની થતાં દુઃખ પામીયો, ત્યાંથી ચાલ્યો પરદેશજી;
પૂર્ણ કષ્ટે પંથ ઓલંઘીને, આવ્યો બંદર પ્રદેશજી. ધન્ય૦ ૧૧
આવી બેઠો જલધિતીરે, મુકે મુખથી નિસાસજી;
સાર્થવાહ જતો વિદેશમાં, મળ્યો બંદર નિવાસજી. ધન્ય૦ ૧૨
દુઃખ સ્થિતિ દર્શાવી નિજની, જોડીને યુગ્મ હાથજી;
દીન દેખી કરૂણા ઉપની, લીધો સાર્થવાહે સાથજી. ધન્ય૦ ૧૩
જલ પંથે નાવ લઈ કરી, ગયો વિદેશે દૂરજી;
અનેક જોયણ અવગાહતાં, દીઠું દ્રષ્ટીયે પુરજી. ધન્ય૦ ૧૪
કુશલપુરી નામ તેહનું, અજીતસિંહ છે રાયજી;
રતિકાંત એવે નામે કરી, કુંવર છે યુવરાયજી. ધન્ય૦ ૧૫
પરણ્યો છે કઇક પ્રેમદા, રાજકન્યા સાક્ષાતજી;
કરતો કાળક્ષેપ તે કેલમાં, આગળ કેશું તે વાતજી. ધન્ય૦ ૧૬
તે પુરબંદર નાવ આવીયા, નાંગર નાખ્યા તે સ્થાનજી;
ઉતારી કીયાણા નૌકાથકી, ક્રય કરતાં ધનધાનજી. ધન્ય૦ ૧૭

---

(દોહરા.)

મોતિચંદ સંગે રહ્યો, કરે ભૃત્યનાં કામ;
સ્વછંદે વર્ત્તે સદા, એહ મૂર્ખનું ઠામ. ૧

સ્વેચ્છાચારી જાણીને, કાઢયો કરી તિરસ્કાર;
રહ્યો ન કેના કેણુમાં, મોતિચંદ ગેમાર. ૨
દિન દિન પ્રત્યે પુરનો, પેખે વિવિધ ખ્યાલ;
વણુજ કરે વણુજારીયા, અંગે થઇ ઉજમાળ. ૩
બજાર જવાહીર તણી, વિલોકતો તે જાય;
ઝવેરી ઝવેરચંદની, દુકાન દીઠી ત્યાંય. ૪
આજ્ઞાવલંબી અનુચરો, ઉભા કર જોડી તામ;
મણિ મુક્તા હીરા તણું, દિસે અનુપમ ધામ. ૫
ગ્રાહક આવે નવનવા, ગ્રહે ત્યાં ઝવેરાત;
મોતિચંદ વિસ્મય થયો, જોતાં તે અવદાત. ૬
અદ્ભુત દિસે સંપદા, હાટ તણી મોઝાર;
પૂર્વ પુણ્યે પામીયો, શ્રેષ્ઠી તણો અવતાર. ૭
એમ વિમાસી તે સમે, જઇ બેઠો તે સ્થાન;
જોતાં ઝવેરી તેહને, પૂછે કરી સન્માન. ૮

---

## ઢાળ બીજી.

(રાગ—કુંથુજીન મનડું કિમહિન બાજે તથા નાથ કેસો ગજકો બંધ.)

કોણુ વિદેશી કયાંથીરે આવ્યા, કોણુ પિતુ તુમ માઇ;
કોણુ વંશે તમે જન્મજ લીધો, કોણુ કાજે આવ્યા આંહિ.
હો સાજન મોતિચંદ બડભાગી;
પુણ્ય દશા હવે જાગી, હો સાજન૦ એ ટેક. ૧

વળતું વદે તે મનમાં વિમાસી, હું છું વણિક કુળે જાયો;
વિદેશથી અહિં ચાકરી કાજે, આવિ જોતાં હુલસાયો.
હો સાજન૦ ૨

રતિવંતો તેને જોઈ ઝવેરી, વળતું વદે હિતકારી;
સુખે રહો અહિં વ્યવહાર કાજે, નિશ્ચિંત થઇ નિરધારી.
હો સાજન૦ ૩

અલ્પ અર્થથી નોકરીથી રહિયો, મોતિચંદ તેની પાસે;
ઇચ્છાનુસારે કામજ કરતાં, ઝવેરી થયો હુલ્લાસે.
હો સાજન૦ ૪

દિન દિન પ્રત્યે ભોજન કરવા, શેઠ તેડે નિજ સંગે;
ભાવતા ભોજન પિરસે બેહુને, શેઠ પત્ની ઉમંગે.
હો સાજન૦ ૫

ભુવન ભાસ્કર દિસે અનુપમ, સુર મંદિર અનુહારી;
સર્વ પ્રકારે સંપદ ગેહની, પેખિ અપરંમપારી.
હો સાજન૦ ૬

ઝવેરચંદને છે એક તનુજા, કન્યા તે બાળકુંવારી;
ઝવેરી તનુજા નામે ગુણસુંદરી, માત પિતાને છે પ્યારી.
હો સાજન૦ ૮

સજ્જીત શણગાર હાંરે વિરાજે, રૂપે રંગે મનોહારી;
દેવકન્યા સમ સોહે તે સુંદરી, જોતાં વિસ્મયકારી.
હો સાજન૦ ૮

શિખરિણી છંદ.

અહો કન્યા કાન્તિ દિનમણિ સમો તેજ કરતી,
નથી પેખી એવી અવર અબળા રૂપ ધરતી;
દિસે રૂપે રંગે સુરવરતણી જેમ રમણી,
પૂરા પુણ્યે જન્મી વણિક કુળમાં એહ નમણી.

ઢાળ—ચાલુ.

અદ્‌ભુત સંપદા જોતાં તે વારે, રંજન થયો મનમાંહિ;
શેઠ આજ્ઞા અવલંબિત થઇને, કાર્ય કરે હુલસાઇ.
હો સાજન૦ ૯

જવાહિર તણો ત્યાં વેપાર કરતાં, દીર્ઘ દ્રષ્ટિ થયો ભારી;
મોતિચંદ તે મહામતિવંતે, દ્રવ્ય કીર્ત્તિ વિસ્તારી.
હો સાજન૦ ૧૦

ઝવેરી પ્રશંસે નિજ પ્રિયા પાસે, મુનિમ જોઇ જશવંત;
ખાન પાન આપિ ખુબ સંતોષે, દંપતી ધરીને ખંત.
હો સાજન૦ ૧૧

એકદા સમે બેહુ દંપતી બેઠાં, મનમાંહી વિમાસે;
પરણતાં પુત્રી સાસરીયે જાશે, વિયોગ વિષમ થાશે.
હો સાજન૦ ૧૨

પ્રાણથી વલ્લભ પુત્રી છે પ્યારી, વિરહ સહ્યો નવિ જાય;
ગેહ જામાતને દેશું તનુજા, મુનિમ છે સુખદાય.
હો સાજન૦ ૧૩

તય વય તેજે તનુજા સરીખો, મોતિચંદ મનોહારી;
તેહ સંગે વિવાહ કરવા કાજે, મેં તો લીધું અવધારી.
હો સાજન૦ ૧૪

પ્રાણપતિ તણી વાત સુણીને, વનિતા મન હરખાણી;
મોતિચંદને ત્યાં શેઠ તેડાવે, પુરણ પ્રીતજ આણી.
હો સાજન૦ ૧૫

પુર્વ પુન્યે અહિં આપ પધાર્યા, એમ કહી સન્માને;
મમ તનુજા તુમને અ પુ, સુખે રહો આ સ્થાને.
હો સાજન૦ ૧૬

ગેહ જામાતનો સબંધ બાંધી, સદા રહો રંગે ચંગે;
ભાવતા ભોજન ખટરસ સ્વાદે, આસ્વાદો મનરંગે.
હો સાજન૦ ૧૭

એવું સુણી મન મોતિચંદ કેરૂં, થયું અતિશય સનૂર;
પુલકિત વદને વળતું તે બોલે, દિલ્લે થઈ હર્ષાતુર.
હો સાજન૦ ૧૮

તુમતણી કદિ આજ્ઞા ન લોપી, વય ગુ વડી અપકારી;
જામાતપણે તુમ ગેહે વસવા, વાત લહું છું સ્વીકારી.
હો સાજન૦ ૧૯

મનમાન્યું ખરે મુનિમ તેહનું, વિવાહ તણી કરી તૈયારી;
લીલમ જવાહિર સ્થંભે ઝળકાવિ, મંડપ રચ્યો સુખકારી.
હો સાજન૦ ૨૦

સૌ સાજન મળિયા વિવાહ પ્રસંગે, વેશ બહુધા ધારી;
વિવિધ વિવાહિત પ્રમાણે, લગ્ન કીધાં મંગલકારી.
હો સાજન૦ ૨૧

દંપતી જોડલું અનુપમ દીપે, જોતાં તે જન મનહારી;
શયન ભુવન તે અર્પણ કીધો, શોભા દીસે જેમાં સારી.
હો સાજન૦ ૨૨

મહેલ મનોહર પંથની પાસે, પ્રવેશ કરે તે માંહી;
યૌવનવંતા તે દંપતી વસિયા, કાળ જાયે સુખદાયી.
હો સાજન૦ ૨૩

વદન વિલોકી સાસુ ને સસરો, જાણે જામાતને પ્યારો;
તનુજા મુખડું નિશ દિન દેખી, પ્રેમ પ્રગટે છે ન્યારો.
હો સાજન૦ ૨૪

કુશલપુરમાં સંપદા સારી, પામ્યો તે પુણ્ય પસાયે;
શ્વશુર પ્રતાપથિ જન સૌ જાણે, પ્રસિદ્ધ પુરમાં થાયે.
હો સાજન૦ ૨૫

નિતનિત નવલા સુખ સંજોગે, મન રહે ઉછરંગે;
બાગ બગિચા મનહર મહેલે; ખેલ ખેલે ઉમંગે.
હો સાજન૦ ૨૬

મિત્રો સંગાતે રમત બહુ વિધે, રમે સદા મોતિચંદ;
વિનોદ વાતડી કરે મનોહારી, પ્રગટે અતિ આનંદ.
હો સાજન૦ ૨૭

એકદા સમે ત્યાં પુરિજન પ્રત્યે, કિધો તેણે બહુ દ્વેષ;
નિષ્ઠૂર વચને દંભ દેખાડી, કિધો અતિશે કલેષ.
હો સાજન૦ ૨૮

મનુષ્ય વૃંદમાં પારુષ્ય વચનો, સાંભળતાં તેણિ વાર;
ક્રોધાવેશમાં વળતો એમ બોલે, શ્રેષ્ઠી પુત્ર શીરદાર.
હો સાજન૦ ૨૯

રે રે નીચ તું સર્વથી હલકો, તુજ સમો નહિ કોય;
શ્વશુર પ્રતાપથી પ્રભૂતા પામ્યો, ધિક્ક ધિક્ક જન્મ સોય.
હો સાજન૦ ૩૦

श्लोक.

उत्तमं स्वार्जितं वित्तं । मध्यमं पितुरर्जितं ॥
कनिष्टं भ्रातृवित्तं च । स्त्रीवित्तं चाधमाधमम् ।

---

## અર્થ–ઢાળ ઉપલી

સ્વયં ભુજા બળે ધન ઉપરાજ્યું, તેહ ઉત્તમ જગ જાણ;
પિતા સંચિતજ ધન જે ખાવે, તે છે મધ્યમ ઠેકાણું.
હો સાજન. ૩૧

ભ્રાત કમાઇ દ્રવ્યના જે ભોગી, જગ કહે તે કનીષ્ટ;
નારી દ્રવ્યે જે ગર્વ કરે છે, તે તો અધમ અનિષ્ઠ.
હો સાજન૦ ૩૨

આ પ્રતાપથી તું પણ પામ્યો, પ્રભુતા પુરમોઝારી;
ગેહ જામાતથી સહુ જન જાણે, તદપિ થયો અહંકારી.
હો સાજન૦ ૩૩
વજ્ર સમાં તેનાં વચન સુણીને, હ્યડે ઉઠી તેને ઝાળ;
મન વિમાસતો નિજાત્મ નિંદી, ત્યાંથી ઉઠે તત્કાળ.
હો સાજન૦ ૩૪
મોતિચંદ થતો દિનજ વદની, ચાલી ગયો નિજ ગેહ;
આવતો દેખે નિજ પ્રાણપતિને, ગુણસુંદરી ત્રિયા તેહ.
હો સાજન૦ ૩૫
વદન વિલખું તે જોઇ પતિનું, પ્રિયા પુછે વૃતાંત;
વળતો કહે તે કારણ નિજનું, આ પાસે અથ અંત.
હો સાજન૦ ૩૬
આગમ દિને મારે અન્ય દેશ જાવું, વિત્ત કમાવા કાજે;
તજું અન્નોદક ત્યાં લગી અહિંનું, નિશ્ચય કીધો મેં આજે.
હો સાજન૦ ૩૭
પતિ તણાં તે વચન સુણિને, ત્રિયા પામિ સંતાપ;
વિદેહ જવાની વાત મ કરશો, અર્જ કરું આપો આપ.
હો સાજન૦ ૩૮
પ્રભુત ધન છે મમ પિતુ ગેહે, છતાં વિદેશે શું જાવું;
તેમ છતાં તુમે વિદેશે જો જાશો, તુમ સંગાથે હું આવું.
હો સાજન૦ ૩૯

દેહ તણી છાયા જુદિ ના પડશે, પ્રાણ જતાં પર્યંત;
તેમ નિજ ત્રિયા પણ પતિ સંગાથે, વાસો વસે ધરી ખંત.
હો સાજન૦ ૪૦

પ્રીતમ વિરહો તુમ તણો મુજને, લાગે ખડ્ગની ધાર;
કોમળ વચને કાંતા રે વિનવે, હસ્ત જોડી વારંમવાર.
હો સાજન૦ ૪૧

પરણિ પ્રિયા તેમ સાસુ ને સસરો, મનાવતા તેણીવાર;
ચિંતિત વાત તે જણાવિ તેને, તુરત થયો તૈયાર.
હો સાજન૦ ૪૨

મોતિચંદ કહે સાસુ સસરાને, ત્રિયા તણી શીખ સારી;
તુમ તનુજાને રાજી રાખજો, એહ ભલામણ મારી.
હો સાજન૦ ૪૩

ચિંતા ન કરશો તુમે કહિ મારી, સદ્ય વળું ફરી ગેહ;
મૃદુ વચને એમ કાંતા સંતોષી, પંથે સધાવે તેહ.
હો સાજન૦ ૪૪

જલધિ પંથે તે કમાવા કાજે, નાવે ભર્યો કરીયાણ;
શુભ મૂહુર્તે તે ત્યાંથી રે ચાલ્યો, મોતિચંદ સુજાણ.
હો સાજન૦ ૪૫

હળિમળિ ત્યાં સર્વ સ્વજનને, ગયે વિદેશ મોઝાર;
મ્લેચ્છ નૃપના રાજ્યમાં જઇને, વાસ કર્યો સુખકાર.
હો સાજન૦ ૪૬

જવાહિર તણો ત્યાં વેપાર કરતાં, મેળવે બહોળાં વિત્ત;
રાજવંશી કોઇક પુરૂષ મોટા, મળે પુરણ ધરી પ્રીત.
હો સાજન૦ ૪૭

સાસુ સસરો ને ગુણસુંદરી નારી, દીલગીરી થયાં તે વાર,
આવ્યાં નિજ ગેહ ઠાર, જલધિનીરેથી વળાવી વળીયાં;
હો સાજન૦ ૪૮

ાપયુ વિરહથી પ્રેમદા ઝુરે, નયણે વહિ અશ્રુધાર,
રજની વાસર તે વિષમ થાવે; વિરહીને નિરધાર.
હો સાજન૦ ૪૯

માત પિતા તેને ધીરજ આપે, વયણ વદિને ઇષ્ટ;
રહે તે સુંદરી નિજ ભુવનમાં, પતિવૃત્તા ગુણેશોષ.
હો સાજન૦ ૫૦

મુનિ આંબાજી કહે બિજીરે ઢાળ, ચેલા રહિ ચૌમાસ;
શ્રોતાજનોને આગળ શુણતાં, પ્રગટ થશે ઉલ્લાસ.
હો સાજન૦ ૫૧

(દોહરા.)

શીયળવંતિ તે સુંદરી, રૂપે નિરૂપમ નાર;
શીયળ ધર્મથી પ્રીતડિ, ધરતી મન મોઝાર. ૧
પતિ જતાં પરદેશમાં, તનમાં પ્રગટે તાપ;
ધર્મધ્યાને દિન ગાળતિ, ટાળી મનમાં સંતાપ. ૨

અંગ ચેટીકા તેહની, કરે વિનોદી વાત;
રહે પરસ્પર પ્રેમથી, વ્યતિક્રમે દિન રાત. ૩
માત પિતુ ઘરે જાય છે, કહિ કરવા વિશ્રામ;
તે વર્જીને પુરમાં, જાવે નહિં કિણ ઠામ. ૪
ધર્મ જાગ્રીકા જાગતી, ગ્રહી અનુપમ જ્ઞાન;
બહુ વેળા રજની સમે, ધ્યાવે જીનવર ધ્યાન. ૫
ખેચર કન્યા નિકળી, નિશાતણી મોઝાર;
બેઠી સુશીલ સુંદરી, જોતાં વિસ્મયકાર. ૬

શિખરિણી છંદ.

વિયોગી તે બાળા જિનવર તણો ધર્મ કરતી,
ખરી શ્રદ્ધા ધરી પ્રવર પથમાં પ્રીત ધરતી;
કરે ક્રિયા ભારી દુઃખ અનળને તુર્ત ઠરવા,
ખરે લાગી લગ્ની નિજ દુરિતને દૂર કરવા.

( દોહરા. )

અહો ઉત્તમતા બાઈની, કથને કહી નવ જાય;
એમ ચિંતવતી ખેચરી, ઉતરી ગગનથી ત્યાંય. ૭
નમન કીધું સતી બાઇને, તન મનમાં ધરી ખંત;
પ્રશંસા કરી બહુ બાઇની, જણાવ્યું નિજ વૃત્તાંત. ૮
સત્કારી ખેચર કુંવરી, અંતર ઉલટ આણ;
સંભળાવ્યું સદ્ જ્ઞાન તે, જીવ અજીવને જાણ. ૯
સંતુષ્ટ થઇ તે ખેચરી, સુણી સતીનું જ્ઞાન;
ચિંતિત રૂપ કરવા તણું, આપ્યું વિદ્યાદાન. ૧૦

પરસ્પર થઈ ત્યાં પ્રીતડી, ધર્મ તણો તે નેહ;
ચર્ચા કરી શુભ જ્ઞાનની, ગઇ ગગન પંથ તેહ. ૧૧
મન નિર્મળ તે બાઇનું, શુદ્ધ શિયળ આચાર;
પરમ પવિત્ર છે પ્રેમદા, સફળ સતી અવતાર. ૧૨
દિન ગણતાં માસો ગયા, વર્ષ થયાં છે બાર;
પતિ વસ્યા પરદેશમાં, નહિ પત્ર સમાચાર. ૧૩
અદ્દભુત કર્મ વિટંબના, એમ કહે અરિહંત;
અણચિંત્યા દુઃખ પામિયા, કર્મે સતીયું સંત. ૧૪
એક સમય તે બાઇને, નડિયાં કર્મ નિઠોર;
કષ્ટ સહ્યાં છે કર્મથિ, કર્મ તણું મહાજોર. ૧૫
પ્રબળ પુર છે કર્મનું, કર્મ કરે દીન મૂખ,
ક્રૂર ગતિ છે કર્મની; કર્મે સહે સહુ દુઃખ. ૧૬
અનેક મિષે આવિ નડે, કર્મે દુઃખના વૃંદ;
રડવડતા નરનારીઓ, કર્મે કરે આક્રંદ. ૧૭
એક સમય તે સુંદરી, સજી સુંદર શણગાર;
ખ્યાલ નિરખે તે પુરનો, ઉભી ગોખ મોઝાર. ૧૮

---

## ઢાળ ત્રીજી.

( રાગ-ઇણ સરોવરીયાની પાજ ઉભી. )

અજીતસિંહ તણો સુત, ધરી હર્ષ ઉરમાં;
મારા લાલ રથપર બેસિ તે વાર, નિકળે તે પુરમાં. મારા. ૧

વિલોકતો જાયે પુર, શોભા બહુ ભાતની. મારા૦
વસે ત્યાં વેપારી વૃંદ, પ્રજા જાતજાતની. મારા૦ ૧
જોતો નવનવા ગેહ, મનોહર માળીયા. મારા૦
જુગતી જોવાને જોગ્ય, શોહે સુંદર જાળીયા. મારા૦
જોઈ બહુલિ બજાર, આવ્યો મધ્ય ચોકમાં. મારા૦
સુંદર દિઠો પ્રાસાદ, પુરપંથ થોકમાં. મારા૦ ૨
રતિકાંતે તેણીવાર, દેખિ તેહ સુંદરી. મારા૦
રૂપે રતિઅનુહાર, દિપે જયું પુરંદરી. મારા૦
કામાંધ થયો તેણીવાર, જોતાં તે નારને. મારા૦
મનમાં વિષય વિકાર, પ્રગટ્યો કુમારને. મારા૦ ૩
સુંદરી અનુપમ તેહ, દેખિ મધુર સમે. મારા૦
એથિ ઇતર કોઇ નાર, જોતાં હવે ના ગમે. મારા૦
કર્ત્તો મનમાં તે તર્ક, વિષય વિકારના. મારા૦
છે કામી જનને ધિક્કાર, સંગી પરનારના. મારા૦ ૪
સજ્જન જનને સંતાપ, પમાડે છલબલે. મારા૦
એવા દુરિજન લોક, વસે અવનિ તળે. મારા૦
કુટીલ કરે કુડાં કામ, વિષયને કારણે. મારા૦
પ્રગટે અંતે તો પાપ, ભટકે ભવારણે. મારા૦ ૫
ચિંતે ચિત્તમાં કુમાર, સતિ રૂપે રાચતો. મારા૦
કિણ વિધ કરૂં સ્વાધીન, મનમાં વિમાસતો. મારા૦
પરિકરને તેણિ વાર, પૂછે કોનિ ગેહિની. મારા૦

વળતો વદે વિસ્તાર, ઈચ્છા જાણિ તેહની. મારા૦ ૬
ઝવેરી છે ઝવેરચંદ, તાસ કન્યા સુંદરી. મારા૦
દિઘિ ગેહ જામાત જોઈ, પુત્રી તે મનોહરી. મારા૦
ગયો તાસપતિ પરદેશ, પરહરી પ્રેમદા. મારા૦
સુંદરી ભુવનની માંહી, રહે છે સર્વદા. મારા૦ ૭
એવાં સુણી તેનાં વેણ, કુંવર મનરંજિયો મારા૦
ચિત્તમાં કરતો વિચાર, નિજ નિવાસે ગયો. મારા૦
ચિત્તડું થતાં લયલીન, રાજનટ તેડાવીયો. મારા૦
દ્રવ્યાદિક દેઇ લાંચ, તેને લલચાવિયોઃ મારા૦ ૮
નિરાંકુશી જેમ નાગ, મદમાં ત્યું આવિયો. મારા૦
ઝવેરી કન્યા તણો ભેદ, કુંવરે જણાવિયો. મારા૦
માંડે મુજથિ ગૃહવાસ, સુંદરી તે ખંતથી મારા૦
કિણ વિધ કિજે ઉપાય, કહો આદિ અંતથી. મારા૦ ૯
સુણી પાટવીનાં વેણ, કહ્યું નટ પાપિયે. મારા૦
શ્રેષ્ઠી કન્યા રાઘ[1] આજ, તુમ ગેહે સ્થાપિયે. મારા૦
મહિલા તણો મુને વેશ; આપો તુમે આ ક્ષણે. મારા૦
ચિંતિત કરી આપું કામ, કઠીન તે શું ગણે. મારા૦ ૧૦
ધારણ કરૂં અંગે વેશ, ત્રિયાનો શોહામણો. મારા૦
જોતાં પુરી જનને તેહ, હર્ષ વ્યાપે ઘણો. મારા૦
તેના ભુવનની પાસ, નિર્જન સ્થાને વસું. મારા૦
ત્યાંથી થતાં સાયંકાલ; વેશ સજી નીકળું. મારા૦ ૧૧

૧ ધુર્ત.

જઇ મધ્યરે બજાર, હમ તુમ ભેટશું, મારા૦
કરી કાંઇ રહસ્ય વાત, લજ્જા તેની મેટશું. મારા૦
જોતાં પુરિજન લોક, શંકા ચિત્તે પામશે. મારા૦
સુંદરી તણી નીચી ચાલ, પુર પ્રસિદ્ધ થશે. મારા૦ ૧૨
પછી નૃપનો આદેશ, છળ કરી લીજીયે. મારા૦
હમ તુમ કેરારે જોગ, જુગતીથી કીજીયે. મારા૦
પ્રયાસ કરતાં તે કાજ, નિશ્ચય કરી આપશું. મારા૦
જાણે પુરીજન તેમ, તુમ ગેહે સ્થાપશું. મારા૦ ૧૩
એવા સુણિ તેનાં વેણ, કુંવર ત્યાં બોલિયો. મારા૦
ઈચ્છીત મનડાનો ભેદ, તુમે આજ ખોલિયો. મારા૦
કરવું સધ તે કાજ, ધરી મન પ્રીતડી. મારા૦
તુમને જાણું પ્રિય મિત્ર, રાખું રૂડી રીતડી. મારા૦ ૧૪
પ્રશંસી નટતણી બુધ, આવેશ આપીયો. મારા૦
અહી ચાલ્યો પૂર્વ સ્થાન, નટ પોતે પાપીયો. મારા૦
પૂર્વોક્ત કુંવરને તેહ; વાત કરી સાનમાં. મારા૦
વસ્યો તે સતી તણી પાસ, નિર્જન સ્થાનમાં. મારા૦ ૧૫
આદર્શે જોઇ નિજ રુપ, સજ્યો શણગારીયો. મારા૦
સ્વાર્થ કાજે થયો તેહ, કુળ અંગારીયો. મારા૦
જુવે કુંવર તણી રાહ, પથે વિલોકને. મારા૦
જોઇ ત્યાં નિર્જન પંથ, આવે નીચે ગોખને. મારા૦ ૧૬
ગુણસુંદરી ગેહ તણી પાસ, પ્રપંચ તેણે કર્યો. મારા૦
વેશ સતી અનુહાર, આછો અંગે ધર્યો. મારા૦

પટ ઘુંઘટને ખેંચે, ચાલ્યો ગજ ગતિયે. મારા૦
આવ્યો ભૂમિતળ તેહ, વહિ મંદ ગતિયે. મારા૦ ૧૭
જાણે પુરીજન લોક, મોતિચંદની માનની. મારા૦
અનુપમ વેશે આજ, શોહે ચંદ્રાનની. મારા૦
વાસર થતાં વ્યતિત, કુંવર તે સજ્જ થયો. મારા૦
રથારૂઢ થઈ તે વાર, આવ્યો પંથે વહયો. મારા૦ ૧૮
જાણે પુરીજન જેમ, ઉતર્યો તે રથથી. મારા૦
ત્રિયા તણો ધર્યો વેશ, મળે તેને ખંતથી. મારા૦
ઉભા તે બેહુ એકાંત, કરે ગૂહ્ય વાતડી. મારા૦
તુમહમ પુરણ પ્રેમ, વાધે દિન રાતડી, મારા૦ ૧૯
શંકીત થયા પુરલોક, જોતાં તેના સ્નેહને. મારા૦
કન્યાએ કીધું અકાજ, પામ્યા સહુ ખેદને. મારા૦
ઉપની કુળમાં અંગાર, કુટીલ થઈ કામિની. મારા૦
પતિ જતાં પરદેશ, વિણુઠી તે ભામિની. મારા૦ ૨૦
એમ વદે અપવાદ, પુર નર નારીયો. મારા૦
પ્રપંચે ભરપૂર, ભર્યો સંસારીયો. મારા૦
ન જાણે ગુણસુંદરી વાત, થતી જન લોકમાં,
તેના માત પિતુ તેમ, અજાણ પુરલોકમાં. મારા૦ ૨૧
પ્રસરાવિ પુરમાં વાત, કુંવરને તે કહે. મારા૦
નૃપતિ તણી હવે આણ, શીઘ્ર જઈ લહે. મારા૦

અવધારી નટના કેણ, જાચે તે તતક્ષણે. મારા૦
પ્રણમી પિતુ તણા પાય, કુંવર એમ ભણે. મારા૦ ૨૨

શિખરિણી છંદ.

ગૃહે છે ઝ.ળોમાં સરલ મીનને પાપી ધિવરો,
શિકારી મ.રે છે મૃદુ હરણને તીવ્રજ તીરો;
અહો એવા લોકો ગુણી હૃદયના સુખજ હરે,
ફસાવા તે રીતે કપટ રચના કુંવર કરે. ૩

વિભ્રમ થતાં મારું ચિત્ત, આવ્યો અહિં તાતજી. મારા૦
અટપટો બન્યો બનાવ, કરૂં તે વિખ્યાતજી. મારા૦
ઝવેરી છે ઝવેરચંદ, કન્યા તેની કુટડિ. મારા૦
પંથે જતાં મુજ પરે, તેની દ્રષ્ટિ પડી. મારા૦ ૨૩
મોહિત થતાં તે નાર, મુકિ કુળ લાજને. મારા૦
ઇચ્છિત અંતરમાંહિ, કરવા સ્વકાજને. મારા૦
આડી ઉભી પંથે તેહ, બેહુ કરજોડને. મારા૦
વદતી વેણ રસાળ, મુગ્ધા માન મોડને. મારા૦ ૨૪
ગયો છે પતિ પરદેશ, તજી યુવાવેશમાં. મારા૦
વર્ષો વહિ ગયાં બાર, પતિ નાવ્યો દેશમાં. મારા૦
શરીર સુંદરાકાર, ગજગતિ ચાલતી. મારા૦
યૌવન જાવે ભરપુર, જેમ વનમાલતિ. મારા૦ ૨૫
તુજથી લાગ્યો મુને નેહ, ઘડિ હવે ના રહું. મારા૦
પૂર્વ જન્મની પ્રીત, વિરહો કેમ સહું. મારા૦

હેતે ગ્રહી મમ હસ્ત, રાખો પૂર્ણ પ્રેમને. મારા૦
નહિ તો તજું મારા પ્રાણ, તજી જીવન ક્ષેમને મારા૦ ૨૬
કરવો કવણ ઉપાય, કહો તાત તે મને. મારા૦
કાઢવા કોઈ પણ રાહ, આવ્યો છું તુમ કને. મારા૦
સુજે નહિ મુને કાંઇ, મુંઝાણી છે મતિ. મારા૦
સુણતાં કુંવરની વાત, વિમાસે પુરપતિ. મારા૦ ૨૭
મહા મહોતળે મોહ, પીડે નરનારને; મારા૦
સમુદ્ર સયંભૂ મોહ, પામે કોઇ પારને. મારા૦
તરિયા મહોદધિ મોહ, ધન્ય અણગારને. મારા૦
ચિત્તમાં ચિંતવી ભૂપ, કહે તે કુમારને. મારા૦ ૨૮
આ હત્યા મહાદોષ, કહ્યું શાસ્ત્ર કથી. મારા૦
વર્તે ઇચ્છાનુસાર, રાહ બિજો કો નથી. મારા૦
ભરવી પરિષદ તેહ, પુરિજન લોકની. મારા૦
કરવું કાજ જુગ્તિ જોઈ, મહાજન થોકની. મારા૦ ૨૯
તેડાવી સભા માંહી પૂછું તેના તાતને. મારા૦
સુણી તે ત્રીયાના બોલ, જાણું સર્વ વાતને. મારા૦
તેડાવી આપજે ત્યાંહિ, ગુણસુંદરી નારને. મારા૦
પછી કરી આપું રાહ. જોઈ સારાસારને. મારા૦ ૩૦
એમ કહિ નરનાથ, જાવે નિજ આસને. મારા૦
પરિષદ ભરવા કાજ, તેડે નિજ દાસને. મારા૦
કહી એ ત્રીજી રે ઢાળ, શ્રોતા મનોહારણી. મારા૦
આંબાજી મુનિ કહે તેહ, સતીને કષ્ટકારણી. મારા૦ ૩૧

(દોહરા.)

તાત વચન સુણી કરી, થયો તે હર્ષાતુર;
મુજ બુદ્ધિબળ યોગથિ, સ્થાપ્યુ અંતઃપુર. ૧
એમ વિમાસી તે સમે, થયો કુંવર તૈયાર;
વાંછીત કાજ આજે થયું, પ્રગટ્યો પુરણ પ્યાર. ૨
સેના તણા શીરદારને, તેડાવે નૃપ ત્યાંય;
હાજર થયો હજુરમાં, પ્રણમી નૃપના પાય. ૩
હુકમ કરે તે ભૂપતિ, સેનાપતિની પાસ;
મહાજન તેડાવો પુરના, આપો સુચના ખાસ. ૪
સભાસ્થાને સહુ એકઠા, કીજે પ્રાતરકાળ;
સુણિ વચન તે ભૂપના, તુત થયો ઉજમાળ. ૫
સંભળાવે ઉદ્દઘોષણા, સૈન્ય તણો શીરદાર;
સુણિ પુરીજન આવિયા, સભા તણી મોઝાર. ૬
સામંત સુબા મંત્રી સહુ, સજી અંગે શણગાંર;
વિશાલ જ્ઞાતિ વાણિયા, આવ્યા સપરિવાર. ૭
ઝવેરચંદ પણ આવિયો, ભરી સભાની માંહિ;
બિરાજ્યો. આવી ભૂપતી, સિંહાસન પર ત્યાંહી. ૮
નૃપપાટવિ ત્યાં આવીયો., રચિ પ્રપ ચીજાળ;
બેઠો સુંદર આસને, આપિ સતીને આળ. ૯
નિટક સ્થાને નટ રહ્યો, ધારી સતીનો વેશ;
સભાજનો સહુ સાંભળે, નૃપતિ તણો આદેશ. ૧૦

## ઢાળ ચોથી.

( રાગ-કુર્કટે અક્ષર લખિયા રે તાજા. તથા ચોપાઇ. )

ભૂપતિ ભણે તે સભાની રે માંહિ,
આજે અરજ કોની છે આંહિ રે,
જુવો જન ખલનીરે બાજી. એ. ટેક
સુણી નૃપતિ તણા તે રે વેણ,
ઉઠી પાટવી વદે ત્યાં શેણ રે. જુવોજગ૦ ૧
તાતજી અરજ સુણો તમે મારી,
એક પુરમાં વસે વ્યવહારી રે. જુવો૦
છે તસ્સ કન્યારૂપે મનોહારી,
કીધી પંથે પ્રાર્થના મારી રે. જુવો૦ ૨
કહે ગૃહવાસો માંડું તુજ સંગે,
એવા વચણ વદી મન રંગે રે. જુવો૦
ગ્રહો પાણિ આ પ્રીતથી મારો,
નહિ તો પ્રાણ કરૂં દેહ ન્યારો રે. જુવો૦ ૩
એવિ ટેક ગ્રહી નડી પંથ,
મુને રાહ ન જડયો અંતે રે જુવો૦
આવિ ઉભી છે બાહિરને સ્થાને,
તેની વાત લહો તુમે ધ્યાને રે. જુવો૦ ૪
પાટવિ તણી સુણિ એવિ રે વાણી,
ત્યાં પરિષદા સહુ અકળાણિ રે જુવો૦

હશે કોણ કન્યા તે કુલ ઈંગારો,
મહા પતિત કીયો વિચારો રે જુવો૦ ૫
નિટક બોલાવા નૃપતિ ઇચ્છે,
અંગ રક્ષક નરને પ્રીછે રે; જુવો૦
નૃપ હુકમ સુણિ જન તે જાવે,
તુર્ત નટને તેડી તિહાં લાવે રે. જુવો૦ ૬
લાંબિ લાજ તાણી તીહાં આવે,
મંદ સ્વરે અર્જ કરે મન ભાવેરે. જુવો૦
નામે ઝવેહચંદ ઝવેરી,
તાસ વંશે કન્યા થઇ હું વેરી રે. જુવો૦ ૭
પિયુ પરણિગયો પરદેશે.
તજી મુજને યૌવન વેશે રે. જુવો૦
રાહ જોતાં વર્ષો ગયાં બારે,
હજુ પતિ નાવ્યો ગેહ દ્વારેરે; જુવો૦ ૮
વાસર દુઃખના હવે નહિ જાવે,
ચિત્ત વૃત્તિ વ્યગ્ર બહુ થાવેરે જુવો૦
નૃપ તુમ પાટવી પેખ્યા જે વારે,
મમ ચિત્ત-લોભાયું તે વારે રે. જુવો૦ ૯
ત્યારથિ મન મારૂં સ્થિર ન થાવે,
નયણે નિંદ્રા મુને ન આવે રે. જુવો૦

તેની સૂરતીમાં મન રહ્યું લાગી,
મોહે મેં કુળલજ્જાને ત્યાગી રે. જુવો૦ ૧૦
થઈશ હું તો કુંવરની ઘરનારી,
નિશ્ચય વાત હિલેઃ મેં ધારી રે; જુવો૦
હવે વિરહો ખમું ન ક્ષણ વારે,
મુને રજા આપો ઇણ વારે રે. જુવો૦ ૧૧
પ્રાણથી પ્રેમ લાગે મુને પ્યારો,
નેહ પંથ છે સર્વથી ન્યારો રે; જુવો૦
નહિ તો પ્રાણ તજું આ સ્થાને,
મુજ અર્જ લહો તુમે ધ્યાને રે. જુવો૦ ૧૨
જવા પાટવી તણી તે લારે,
કીધા શંકેતને અનુસારે રે; જુવો૦
કુંવર હસ્તથી જલ પ્યાલો લીધો,
જનજોતાં તે ક્ષણે પીધો રે. જુવો૦ ૧૩
જોતાં રીતી તેની સર્વે લાજે,
દુષ્ટ કન્યા વંઠી ગઇ આજે રે; જુવો૦
તેનો તાત રહ્યો નીચું જોઇ,
કન્યાએ કુળ બોળ્યું લજ્જા ખોઇ રે. જુવો૦ ૧૪
જોઇ તે ત્રીયા પ્રેમની પ્યાસી,
રહ્યા નૃપતિ તે મન વિમાસી રે; જુવો૦

તેના તાતને તેડી કહે પાસે,
તારી કન્યા કુંવર સંગ જાશે રે જુવો૦ ૧૫
નારી હત્યાનું પાતક ન લેશું,
ઈચ્છાનુસાર આજ્ઞા દેશું રે; જુવો૦
તે માંહી મત શું ? છે શ્રેષ્ઠી તારો,
મુજને પ્રગટ કહે વિચારો રે. જુવો. ૧૬
વજ્ર સમ સુણી તેહની વાણી,
વળતો શ્રેષ્ઠી કહે ક્રોધ આણી રે; જુવો.
તેની વાત સુણતાં દીસે દાઝું,
તેનું મુખ જોતાં હવે લાજું રે. જુવો. ૧૭
કામી કન્યા તે કુળ નહિ જાવે,
પાપી પુત્રી પડે ઉંડે કુવે રે. જુવો.
ધગધગ ઉઠે જે હૈડાથી જવાળા,
જાવે જાલ્મમાં તે દુષ્ટ બાળા રે. જુવો. ૧૮
ઝવેરી કહે એમ ક્રોધ સ્વભાવે,
થયું નટને અનુકૂલ દાવે રે; જુવો.
શ્રેષ્ઠી વચણ સુણી સભામાંહી,
નૃપ રજા દીયે તેને ત્યાંહી રે. જુવો. ૧૯
નૃપની આજ્ઞા થઇ જેણી વારે,
થયો નટ પલાયન ત્યારે રે; જુવો.

નૃપસુત રંજન થયો છે ભારે,
ત્યાંથી ગયો ચાલી સભાની બહારે રે. જુવો. ૨૦
પરિષદા ઉઠતાં શેઠ ઝવેરી,
કન્યા પર દ્રષ્ટી કીધી છે ઝેરી રે; જુવો.
ધિક્કાર દેવા જાવે પુત્રી પાસે,
શીઘ્ર ગયો કન્યા નિવાસે રે. જુવો. ૨૧
બાળા દિઠી તે ભુવન મોઝારી,
સતી નિર્દોષ ગુણસુંદરી નારી રે; જુવો.
આંબાજી કહે કર્મ કૃતિ છે ન્યારી રે,
ચોથી ઢાળ કહી છલકારીરે. જુવો. ૨૨

દોહરા.

શીયળે સુંદર સુંદરી, શોભાવે નિજ કુળ;
પાળે શીયળ પ્રમોદથી, ટાળવા કર્મ સમૂળ. ૧
શીયળ સમોવડ કો નહિ, સર્વ ગુણે શીરદાર;
પાલન કરિ નર નારીઓ, પહોંચ્યાં સ્વર્ગ મોઝાર. ૨
શીયળ ગુણે વિરાજતિ, ગુણસુંદરી સતી નાર;
મન પવિત્ર તે માનુની, ભૂ પાવન કરનાર. ૩
પ્રપંચ રચ્યો પાપી જને, ભરી સભા મોઝાર;
તે નવ જાણે સુંદરી, રહેતી નિજ ઘર દ્વાર. ૪
વ્યગ્ર ચિત્તે તિહાં આવતો, પેખે સુંદરી તાત;
આદર દીયે ઉભી થઈ, જોડી પિતાને હાથ. ૫

આસન અર્પે તેહને, પુરણ કરી સન્માન;
ભલે પધાર્યો તાતજી, જાણું પ્રભુ સમાન. ૬
પૂર્વ જન્મના પાપથી, આવ્યું સતીને આળ;
રડવડતી દુઃખ પામશે, જોજ્યો કર્મ જંજાળ. ૭
દ્વેષી થયું ચિત્ત તાતનું, પ્રગટિ ચિત્તમાં ઝાળ;
સતી સુતા પાપી ગણી, ક્રોધ કર્યો અસરાળ. ૮
શંકીત થઇ તે સુંદરી, જોતાં તાતનું મુખ;
ક્રોધે ધમધમી શેઠજી, પ્રગટ કરે દિલ દુઃખ. ૯
પાપી બનાવી પુત્રીને, પતિત કર્મ કરનાર;
તાડન કરી બહુ દાસીને, કાઢી ઘરની બહાર. ૧૦
ભ્રગુટી ચડાવિ ભાલમાં, ક્રોધારૂણ કરી નેણ;
દીયે ઉપાલંભ તાતજી, વજ્ર સમા વહિ વેણ. ૧૧

---

## ઢાળ પાંચમી.

( રાગ-વૈદર્ભી વનમાં વલવલે. )

ધિક્ક ધિક્ક પુત્રી તું પાપણી, ધિક્ક તારો અવતાર;
કુળ લજાવ્યું તેં મહારૂં, દુષ્ટા થઇ છો આ વાર.
ધિક્ક ધિક્ક૦ એ ટેક૦ ૧
વહાલિ ગણી તુંને પ્રાણથી, જાણિ જીવન આધાર;
લાડ લડાવ્યા બહુ ખંતથી, પુરણ રાખીને પ્યાર. ધિક્ક૦ ૨

પરણાવિ પુત્રી તુને પ્રેમથી, રાખો ગેહ રે જામાત;
જમાઈ જતાં પરદેશમાં, વિપરીત કીધી તેં વાત. ધિક્કo ૩
જાણતો સતીય શીરોમણી, પાવન કરતાં કુળ;
જાણ્યું આજે તુજ ધૂર્તતા, નાખી જીવનમાં ધૂળ. ધિક્કo ૪
કર્મચંડાળ તુ તો નિત્રડી, કિધુ કુડું તેં કાજ;
મર્યાદ મુકી પુર લોકથી, લોપી કુળની લાજ. ધિક્કo ૫
કૃત્ય જોતાં આજે તાહરું, હૈડે ઉઠી મને ઝાળ;
ધિક્ક પાપી તારા જીવને, બાંધી અપજશ પાળ. ધિક્કo ૬
વિણઠયું દુધ દધિ ઘૃતથી, પ્રગટયો દુર્વિકાર;
ઝેર કિધું જીવન માહરું, માર્યો કલંકી કટાર. ધિક્કo ૭
લજાવ્યા જ્ઞાતિ ધર્મને, લજાવ્યાં માય ને બાપ;
કુલ ઇંગારો તું ઉપની, થઇ કેળે થોર[1] તું આપ ધિક્કo
ઉત્તમ વંશે તું ઉપની, કીધો કાળો તેં કેર;
ગર્ભે ગળી કેમ ન પાપણી, જન્મતાં પાયું ન ઝેર. ધિક્ક ૯
જન્મ લેતાં તેમ તુજને, ડશીયો કેમ ન નાગ;
તુજ પર પહાડ ન તૂટીયો, આવ્યો એકે ન લાગ. ધિક્કo ૧૦
તુજ મુખ જોતાં રે પાપણી, મુજને લાગે છે પાપ;
રસના કંપે કહેતાં માહરી, દુષ્કૃત કિધું અમાપ. ધિક્કo ૧૧
મુખ ન દેખાડીશ મુજને, કુલટા કોઇ પણ વાર;
આવીશ નહિ કહિ પાપણી, મુજ ઘર તણે દ્વાર. ધિક્કo ૧૨

૧ ત્યાં કથા છે.

એમ કહી પાદ પ્રાહારથી, મારે બહુવિધ માર;
ઢળી પડી તે ધરણી તળે, મૂર્છાતાં તેણી વાર. ધિક્ક૦ ૧૩
માર પ્રહાર તેને બહુ કરે, કહી વચન વિકરાળ;
રઝવડતી તે સુંદરી, અબળા થઈ છે બાળ. ધિક્ક૦ ૧૪
અવજ્ઞા કરી તેનો તાતજી, જાવે નિજ ઘરદ્વાર;
નિરાધાર થઇ તે ક્ષણે, નેત્ર વહી અશ્રુધાર. ધિક્ક૦ ૧૫
પ્રગટયા પંચમી ઢાળમાં, સતીને પુરણ પાપ;
મુનિ આંબાજી કહે તેહનો, ધિક્કારી ગયો છે બાપ. ધિક્ક૦૧૬

શિખરિણી છંદ.

જદા જાગે કર્મો સ્વપરિજન શત્રુ થઇ રહે,
પડેલા કષ્ટોને વિષમ વખતે જીવજ સહે;
અનાદિ એ રીતિ નિજ દુરિતથી દુઃખ સહિએ,
વિમાસી તે ચિત્તે કરમ કરતાં દૂર રહીએ. ૪

દોહરા.

કુંવર તણી હવે વાતડી, કહું ધરી મન પ્યાર;
પ્રમાદ તજી તે સાંભળો, શ્રોતા નર ને નાર. ૧.
આજ્ઞા થતાં નિજ તાતની, કુંવર થયો ઉજમાલ;
નટ નિજ ભુવને સ્થાપવા, કરે પરસ્પર ખ્યાલ. ૨
મંડપ રચે રચના કરી, અંતઃપુરને દ્વાર;
શોભા સુંદર પેખતાં, જન મનને હરનાર. ૩
બાંધ્યાં તોરણ બારણે, કરી જવાહિર જ્યોત;
હાંડી ઝ્હાસો દીપતાં, મંદિર ઝકઝ ઉદ્યોત. ૪

## ઢાળ છઠી.

રાગ—હું તુજ આગળ શી કહું.

ભુવન નજીક એક નૃપનોરે લાલ, નટ રહ્યો જઈ
શોભાગીલાલ ત્યાંહી રે;
વેશ સજ્યો શોહામણો રે લાલ,
વિલોકી આદર્શ માંહિરે, શોભા.
ભુવન નજીક એક નૃપનો રે—લાલ એ ટેક૦ ૧
પટ ઘુંઘટ ખેંચિનેરે લાલ, તુરત થયો તૈયાર રે; શોભા.
રજત[1] બેડું શીરપર ધરી રે લાલ,
કૃત સંકેત અનુસાર રે, શોભા૦ ૨
મલ્લપતિ ચાલ્યે તે સંચર્યો રે લાલ;
આવ્યો કુંવરઘર દ્વાર રે, અપૂર્વ જાણી તે રીતને રે લાલ,
આવી નીરખે નર નાર રે, શો૦ ૩
મનમાં ધિક્કારે તેહને રે લાલ, વિપરિત જાણી તે વાતરે; શો૦
મૂકી મર્યાદા મા બાપની રે લાલ.
કન્યાયે કીધો ઉત્પાત રે. શો૦ ૪
ઉતારી લિયે કુંવર હેલને રે લાલ; નટ શિરથી તેણિ વારરે;શો૦
હર્ષીત થતો નિજ ચિત્તમાં રે. લાલ.
નસ્યો તે મહેલ મોઝાર રે, શો૦ ૫
નટે ચિંતિત કિધું જાણિ કરી રે લાલ, કરે કુંવર સન્માનરે; શો૦
નિરીક્ષણ કરી સહુ પુરીજનો રે લાલ,

---

૧ રૂપાનું.

જાવે નિજ નિજ સ્થાન રે. શો૦ ૬
પ્રપંચ કરી નટ કુંવરેરે લાલ, બાંધિ માયાવી તે પાજરે; શો૦
રંજન થતાં બેહુ ચિંત્તવે રે લાલ.
સિદ્ધ થયાં સહુ કાજ રે. શો૦ ૭
પરસ્પર કરે તે ગોઠડીરે લાલ, કુંવર કુબુદ્ધિ ગેહરે; શો૦
પામી પ્રસિદ્ધતા પુરમાંરે લાલ.
વાત ગુણસુંદરીની તેહરે. શો૦ ૮
તેને ગ્રહી હવે લાવશુંરે લાલ, જાણે પુરીજન જેમરે; શો૦
પટરાણી પદે સ્થાપશું રે લાલ.
રહેશું સુખે હવે ક્ષેમરે; શો૦ ૯
સતી ગુણસુંદરીની વાતડીરે લાલ; પ્રસરી જનો જન મુખરે; શો૦
હિલના કરે નર નારીયો રે લાલ.
પ્રગટ થતાં દિલ દુઃખ રે. શો૦ ૧૦

---

## ઢાળ ઉપલી તે છઠી.

આગળ ચાલુ.

પુરીજનપંથે ત્યાં બોલતા રે લાલ, તાસ વિતકની વાત રે;શો૦
ઝવેરીસુતા વિણુઠી ગઈ રે લાલ,
લજાવ્યા માતને તાત રે, શો૦લા૦ ભુવન; ૧૧
નાટવી રૂપે મોહિ માનનીરે લાલ, પતિ જતાં પરદેશરે; શો૦
બોલી વીપરીત સભા વીષેરે, લાલ૦
લજ્જા ગુણ નહી લેશ રે, શો૦ ભુવન; ૧૨

કુંવર સંગે તે પાપણી રે લાલ, બેઠી આજે ઘર માંડ રે; શો૦
લજાવ્યાં જ્ઞાતિ ધર્મને રે લાલ૦
શીયળ મર્યાદા છાંડ રે, શો૦ ભુવન. ૧૩
શીયળ વિના તે સુંદરી રે લાલ, અનળ સમી છે કાય રે; શો૦
હિલના પદેપદ પામશે રે લાલ૦
દુર્ગતિ અંતે જાય રે, શો૦ ભુવન. ૧૪
કલંકી કરી બેહુ કૂળને રે લાલ, પામે કુશીલા સંતાપ રે; શો૦
દુરિત લાગે મુખ દેખતાં રે લાલ૦
ચંડાળકર્મી તે પાપ રે, શો૦ ભુવન. ૧૫
કામી કન્યા કુળે ઉપની રે લાલ, જશ કિધો અપહાર રે; શો૦
પાપી પુત્રી ધિક્ક તેહને રે લાલ૦
ધિક્ક તેનો અવતાર રે, શો૦ ભુવન. ૧૬
પુર પંથેથી તે સાંભળ્યું રે લાલ, નિજ વિતક વૃતાંત રે; શો૦
મૂર્છાણી કન્યા તેણે સમે રે લાલ૦
સુણી વજ્ર સમી વાત રે; શો૦ ભુવન. ૧૭
જાણુ થતાં છઠી ઢાળમાં રે લાલ, સતી પામી પરિતાપ રે; શો૦
આંબાજી મુનિ કહે તેહને રે લાલ૦
પ્રગટ્યા કર્મ વિપાક રે, શો૦ ભુવન. ૧૮

દોહરા.

ઝવેરચંદ નિજ પુત્રીને, ગયો ધિક્કારી બહાર;
તાડન થતાં નિજ તાતથી, દુખણી અપરંપાર. ૧

દીર્ઘ નિશાસા નાખતી, ધરતી મન સંતાપ;
પૂર્વ જન્મનાં પાપ તે, પ્રગટયાં આપો આપ. ૨
માત પિતાની લાડકી, તનુજા અનુપમ એક;
ખમા ખમા કરતાં સદા, પ્રાણ સમ વલ્લભ છેક. ૩
મૃદુ વચણે બોલાવતાં, માત પીતુ હિતકાર;
તેમ છતાં મમ તાતજી, કેમ દીયે ફીટકાર. ૪
નિર્મળ તન મન માહરા, કદી ન કીધું અકાજ;
નીભ્રંછી તાતે મુજને, વ્યગ્ર થયું ચિત્ત આજ. ૫
મીષ નવ જાણું તેહનું, વીતક થઈ શી વાત;
રૂદન કરતી સાંભળે, પંથી જનોની વાત. ૬

દોહરા.

મૂચ્છિર્ત થઈ સા સુંદરી, પડી પૃથ્વીતળ ત્યાંય;
થરથર હૃદયે કંપતી, શિથિલ થઇ છે કાય. ૧
ઉતપાત પ્રગટે ઊરમાં, મુખથી મુકે નિશ્વાસ,
નયનોદકે મુખ ભીંજવે, દુઃસ્થિત થાવે શ્વાસ. ૨
નડી અણચિંતિ આપદા, કર્મ તણે અનુસાર;
કર્મ કદી નવ કિજીયે, દુઃખદા કર્મ કરાર. ૩
રામ લક્ષ્મણ પણ કર્મથી, દુઃખડા સહે અપાર,
કર્મે ભમીયાં વનવને, સીતા શિરોમણી નાર. ૪
ધરમ સમ કર્મે રાજીયા, પાંચે ભ્રાતની જોડ,
વનિતા સહ વનમ વસ્યા, સહિયાં કષ્ટો ક્રોડ. ૫

નૈષધ દેશ નરેશરૂ, નળ રાજા જસ નામ;
કર્મે તે પણ વનવસ્યો, તજી મનોહર ધામ. ૬
કર્મ રેખા કષ્ટ પામીયો, વણિક તણો તે પૂત;
માત તાત પણ કોપિયા, કર્મ ગતિ અદ્ભૂત. ૭
કર્મે કિયો હરિચંદનો, પતીત ઘરે નિવાસ,
શલીલ વહે ત્યાં નિજ શીરે, કર્મે નરવરહાસ. ૮
બલભદ્ર સરિખા બંધવા, ત્રિજગ થયા પ્રસિદ્ધ,
જદુપતિ જેવા રાજવી, વનવાસી કર્મે કિધ. ૯
કલંક ચડયું જુવો કર્મથી, સતી અંજના શીર,
વનવાસી તે થઇ રહી, સહતિ કષ્ટ સધીર. ૧૦
ગુણસુંદરી ત્યું કર્મથી, કુડું પામિ કલંક,
ગદગદ કંઠે તે રૂવે, નિંદિ કર્મના વંક. ૧૧

---

## ઢાળ સાતમી.

રાગ—સીતાજીના મહીનાનો.

ત્યાં સુંદરી કરે રે વિલાપ, કંકણને ત્રોડતી;
અનહદ થઈ દિલગીર, ભૂતળ શીર ફોડતી. ૧
મુજને પ્રજવળી હૈડે ઝાળ, દુઃખો જાઈ ના કહ્યાં;
કીધેલ કોઇ જન્મનાં કર્મ, ઉદય આજે થયાં. ૨

કીધાં મેં કર્મ મહા ક્રૂર, પાપ પંથ સ્થાપિયા;
નિર્દોષ સતી તેમ સંત, આળ તેને આપિયાં. ૩
દુઃખિયા જનને મહાદુઃખ, દિધાં રે દિનરાતડી;
અણહુતારે અપવાદ, કીધી પરની વાતડી. ૪
દવરે દીધા મોટા વન કે, ફોડી મેં તલાવડી;
જળના માર્યા કોઈ જીવ, ગ્રહિ રે મેં તો નાવડી; ૫
મૃગાદિ વનના રે જીવ, સસલા સંહારિયા;
ગાય બળદ રોજ ઉંટ, ક્રૂર ભવે મારિયા. ૬
પંથિ લુંટયા દિનરાત, કર તેના કાપિયા;
મહા નિર્દય થઇ નિષ્ઠુર, ધર્મે દવ આપિયા; ૭
સંતાપ્યાં હશે માતતાત, બાળ શિર છેદીયાં;
બંધિવાનને થઈ શીરદાર, ભાલા લઈ ભેદિયાં. ૮
બાંધી પાપતણી પૂર્વે પાજ, કન્યા હું તો અવતરી;
આ ભવે પામી છું સંતાપ, કર્મો રે કૂડાં તે કરી. ૯
પુરીજન જાણે સહુ તેમ, વાત કુડી ત્યાં કહિ;
માત તાતને હવે મુખ, દેખાડયું જાય નહિં. ૧૦
ખરે મારા જીવનમાં ઝેર, નાંખ્યું તે પાપી જને;
દુઃખમય લાગે સંસાર, સુજે નહિ કાંઈ મને. ૧૧
પતિ પણ રહ્યા પરદેશ, મેળાપ તેનો ના થયો;
મુંઝારો મુંઝવે મુને આજ, જાય કહિ ના સહ્યો. ૧૨

મુજપર ત્રુટયો દુઃખ આભ, હવે રે હું શું કરૂં;
કલંકી કીધું મારૂં કુળ, પ્રાણ પ્યારા પરિહરૂં. ૧૩
આંબાજી કહે સાતમી ઢાળ, સતીના વિયોગની;
સુણજો શ્રોતા સહુ આજ, દશા કર્મ જોગની. ૧૪

દોહરા.

તન મન ઉર્મિં ઉછળે, સફળ થતાં નિજ આશ;
પ્રપંચ રચી બેહુ પાપીયે, છળથી બાંધ્યો પાશ. ૧
બેઠો પાટવી મહેલમાં, કુળમાં થયો કપૂત;
નિરાંકુશી નટ બોલિયો, હર્ષ ધરિ અદભૂત. ૨
અપહાર કીજે તતક્ષણે, તેહતણો ઈણવાર;
લઈ સ્થાપીયે સુંદરી, તવ ભુવન મોઝાર. ૩
વળતું વિમાસી બોલિયો, નૃપતિ સુત સધિર;
સાહસ કાજ નવ કીજીયે, ધારણ રાખો ધીર. ૪
માજન વસે પુર લોકમાં, વિપુલ બુદ્ધિ ધનવંત;
અપહાર કરતાં તેહનો, માજન નડે કહિ પંથ. ૫
સાહસે સંકટ સંપજે, સાહસે વિણસે લાજ;
સાહસ તજિ જો કીજીયે, સિદ્ધ થશે તે કાજ. ૬
અવસર પામી માનની, આહિ લાવશું મહેલ;
અગ્રણી પદે સ્થાપશું, કરશું સુખદા કેલ. ૭
એમ અવધારી કુંવરે, કિધો નહિં અપહાર;
નટ નિવાર્યો તે ક્ષણે, શીખ આપિ સુખકાર. ૮

અજીતસિંહ નૃપ ઉપરે, મ્લેચ્છ નૃપ શીરદાર;
વિશાળદેશાધિપતિ, જશ આજ્ઞા અસિધાર. ૯
તાસ તનુજ એક સુંદર, રૂપ રંગ મનોહર;
પ્રૌઢ પ્રતાપી રાજ્યની ધૂરિ વહન કરનાર.* ૧૦
પ્રબળસિંહ નામે કરી, જન મન તે હરનાર;
આજ્ઞાધીન રહે તાતની, સર્વ સત્તા ધરનાર. ૧૧

---

## ઢાળ આઠમી.

રાગ-ઇણ સરોવરિયાની પાજ.

મોતિચંદ મતિવંત, રહિ પરદેશમાં, મારા લાલ;
મેળવ્યું દ્રવ્ય અપાર, પુણ્ય આવેશમાં, મારા લાલ.
તે દેશતણિ માંહિ, પ્રસિદ્ધતા પામીયો, મારા૦
શુભ કર્મ સંજોગ, સંકટ તે વામિયો, મારા૦ ૧
થયો મુલાકાતિ તેહ, મોટા અમીરનો: મારા૦
મ્લેચ્છ નૃપ તણો સુત, વિશ્વાસુ તે મીરનો; મારા૦
મ્લેચ્છ નૃપનો પણ તેમ, થયો વિશ્વાસિયો. મારા૦
લઈ નરવરની સહાય, સમૃદ્ધિવંત તે થયો, મારા૦ ૨

---

* અનાર્ય નૃપને પ્રબળસિંહ નામે કુંવર કેમ હોય તેનું સમાધાન. અનાર્યના ત્રણ ભેદ છેઃ-દેશ અથવા કુળ, અથવા કૃત્ય. કુંવર પણ અનાર્ય દેશના હતા.

એકદા સમે તેને ચિત્ત, ચિંતવણા ઉપની; મારા૦
પૂવે ત્રોડી અંતરાય, પામ્યો સાજ ભૂપની મારા૦
છે દ્રવ્યો રેલમ છેલ, રિદ્ધિ ઝવેરાતની; મારા૦
પ્રગટયો વૈભવ દિવ્ય, ન્યૂનતા ન કો વાતની. મારા૦ ૩
હું આવિ વસ્યો પરદેશ, વર્ષો બાર વહિ ગયાં. મારા૦
વિરહે દુઃખ તણા દિન, જાવે તે કેમ સહ્યાં. મારા૦
પરણિ પ્યારી ઘરનાર, જોતી હશે વાટડી. મારા૦
થવું હવે તુરત તૈયાર, રેવું નહિ અધઘડી. મારા૦ ૪

શિખરિણી છંદ.

વિદેશે હું આવ્યો તરૂણ તરૂણીને પરહરી,
વિયોગી તે બાળા મુજ વિણ ઝુરે દુઃખજ ભરી;
વિતાવ્યા મેં વર્ષો દૂર પુર વિત્તાર્થી થઈ અને
કરૂં દુઃખો દૂરે પ્રિય પરણીનાં તુર્ત જઈને. ૫

## ઢાળ–ચાલુ.

કરશું નાલુના નાદ, જઇ પુરબંદરે. મારા૦
મળે જોવા તેણી વાર, પુરી જન વૃંદ રે. મારા૦
વૈભવ દેખાડું ત્યાંહિ, પુરીજન લોકને. મારા૦
સહુજન હોવે વિસ્મયકાર, ઋદ્ધિ તે વિલોકને. મારા૦ ૫
ચિત્તમાં ચિંતવિ એમ, સજ્જ થયો તે સમે, મારા૦
વયણ કહ્યા મેણારૂપ, તાસ ચિત્તે તે ભમે. મારા૦

અવધારિ પૂર્વ વેણુ, વૈભવ વધારિયો. મારા૦
રાખ્યા ઘણા પ્રતિહાર, આપી શણગારીયો. મારા૦ ૬
એક સુબો શીરદાર સર્વોપરિ સ્થાપીયો, મારા૦
સહુજન રાખો સ્વાધીન શીક્ષા બોધ આપીયો મારા૦
જલવાહને સર્વ માલ, દ્રવ્યાદિ લેઇ ભરે, મારા૦
લોહતણી મહાનાળ, તેપર લેઇ ધરે, મારા૦ ૭
નિજ ત્રિયાતણે કાજ, શણગાર સુંદરુ. મારા૦
વિવિધ પ્રકારના વેશ, લિધા છે મનોહરુ. મારા૦
લિયે તેમ નિજને કાજ, વેશ સોહામણા મારા૦
જોતાં જળહળ જ્યોત, દિસે ના કંઇ મણા. મારા૦ ૮
મ્લેચ્છ સુતની માગી શીખ, મનમાં ઉમાહને. મારા૦
થયો મોતિચંદ આરુઢ, જલધિને વાહને મારા૦
રિદ્ધિ લેઈ સર્વે સંગ, પંથે અત્રગાહતાં. મારા૦
જતાં જલધિને પંથ. દિન કંઇક વહિ જતાં. મારા૦ ૯
આવ્યું નિજતણું પુર, મધ્ય નિશા સમે, મારા૦
નાખતાં નાંગરતીર, પંથ ગતીને દમે, મારા.
જાણી મધ્ય નિશા કાળ, નાળુ નવ છોડીયું; મારા૦
સ્વત્રિયા તણી રીત, જોવા ચિત્ત જોડિયું મારા. મારા૦ ૧૦
વર્ષો થયાં મુને બાર, વસ્યો દુર દેશમાં, મારા.
મુકી ગયો ઘરદ્વાર, નારી યુવાવેશમાં; મારા.
રૂપે રંભા સમ દેહ, મનોહર મૂર્તિ, મારા.
અંગે રતિ અનુહાર, શોહે ખૂબસુરતી. મારા. ૧૧

શું વિષય વિકાર, ત્રિયાયે ન ટાળીયો; મારા.
કેનિ-જપતિ વૃત્તાધર્મ, શુદ્ધપણે પાળિયો, મારા.
યુવા વયે જીતે તેહ, કઠીન વિકારને; મારા.
ભૂ પાવન કરનાર, ધન્ય તે નારને. મારા. ૧૨

હશે કેવોરે આચાર, જાણું તીહાં જઈને, મારા.
સ્વ સ્રી નિરખણ કાજ, ઉજમાલ થઈને; મારા.
ઉતર્યો તે એકાએક, શ્રેષ્ઠી શિરોમણી, મારા.
સુબાને આપી રૂડી શીખ, ગયો સ્વગ્રહ ભણી. મારા. ૧૩

મધ્ય નિશાની મોઝાર, પુરમાંહિ આવીયો, મારા.
ખડગ ગ્રહિ નિજ હાથ, ખંજર મન ભાવિયો; મારા.
સત્વર ચાલીને તેહ, પહોંચ્યો નિજ મંદિરે, મારા.
જઈ જોતાં બંધ દ્વાર, ઇચ્છે જવા અંદરે. મારા. ૧૪

અવર પંથથી શેઠ, ચડયો નિજ માળીયે, મારા.
અનુક્રમે ક્રમતો માળ, જોતો ભુવન જાળીયે; મારા.
શયનગ્રહ તણી માંહિ, દિઠી નારી દુઃખણી, મારા.
વહેતાં નયનથી નીર, થતી તે દયામણી. મારા. ૧૫

કરી નીચું રે વદન, સુંદરી તે ઝુરતી, મારા.
નાખે દીર્ઘ નિશાસ, ઝાંખી દિશે સુરતી, મારા.
પામી પુરણ પરિતાપ, પૂર્વ જન્મ પાપથી મારા.
દિલડે દુઃખ રે ગંભીર, દાઝે તે સંતાપથી. મારા. ૧૬

પીયુજી રહ્યા પરદેશ, કરી કઠણ છાતડી, મારા.
કર્મ તણો થયો કોપ; કહું કોને વાતડી. મારા
આજે મારો અંતિમ શ્વાસ, ધીરજ કયાંઇ ના ધરે, મારા.
થતાં શૂનો રે સંસાર. પ્રાણ કાયા પરિહરે. મારા. ૧૭
ઉછળે દુખો હદિ દીલ, કષ્ટ આવ્યું આકરૂં, મારા.
પડું આ ઝરૂખાથી આજ, વિલંબ હું ના કરૂં; મારા.
કરતી અતિશે ઉચાટ, વનિતા વલવલે,
વિષાદ પામ્યો મોતિચંદ, દુખી દેખી તે પળે મારા. ૧૮
અધુના રયણિ મોઝાર, પ્રમાદી સહુ પુરમાં, મારા.
કોણ કષ્ટ પ્રગટયું આજ, હશે તેના ઉરમાં; મારા.
પુરમાં વસે માત તાત, વર્તે સ્થિતિ સુખણિ, મારા.
દીન વદની મુજ નાર, દિસે કેમ દુખણી. મારા. ૧૯
ચિત્તમાં ચિંતવી એમ, પ્રગટ ત્યાં જાય છે, મારા.
કુંવર ભ્રાંતીયે બાઇ, ભયભ્રાંત થાય છે; મારા.
કહી તે અષ્ટમી ઢાળ; નગરની પાસમાં, મારા.
કહે મુનિ આંબાજી એમ, ચેલા ચોમાસમાં. મારા. ૨૦

શિખરિણી છંદ.

અદ્યાપિ બાળાએ પિયુવિરહનો તાપજ સહયો,
તજાવા તે પ્રીતે સતી પતિ અતિ આતુર થયો;
દુઃખી પ્રિયા પેખી નિજ મન વિષે ખેદ કરતો,
ચડયો ચાલી ચોંપે ચરમ મજલે ધૈર્ય ધરતો.

દોહરા.

દુઃસ્થિત દેખી નારને, પિયુ ગયો તસ પાસ;
હિયે દિલાસો તેહને, પ્રગટ કરી નિજ આશ. ૧
ધૈર્ય ધરો મુજ વલ્લભે, દુઃખ નવ ધરશો લેશ;
સંપદ ગ્રહિ હું આવીયો, શીઘ્ર તજી પરદેશ. ૨
મધ્ય નિશામાં નાથને, જોતાં તેણિ વાર;
હર્ષાતુર થઈ ચિત્તમાં, ગુણસુંદરી તે નાર. ૩
રોમેરોમ હુલ્લસિત થઈ, વદતિ વેણુ રસાળ;
પ્રાણપતિ પધારીયા, વર્ત્યો મંગળ માળ. ૪
સાનિધ્ય થઇ ત્યાં સુંદરી, પ્રણમી પીયુના પાય;
અણચિંત્યા પતિ આવિયા, પાવન કરી મુજ કાય. ૫
પતિ સન્મુખે સુંદરિ, ઉભી બેહુ કર જોડ;
દિદાર દેખી આપના, ફળીયાં વાંછીત કોડ. ૬
ધન્ય ધન્ય વાસર આજનો, ગયાં વિયોગી દુઃખ;
અંતિમ સમે આવિ મળ્યા, દુઃખણિને સન્મુખ. ૭
દીન વચણો તે સાંભળી, ચમક્યો ચિત્ત મોઝાર;
વળતું કહે નિજ નારને, પ્રગટી પૂર્ણ પ્યાર. ૮
શા કારણ તુમે સુંદરી, દુઃખણિ થઇ ઝુરંત;
અધો વદન કરી ત્રિલપતી, નયણે નીર ઝરંત. ૯
વિતક કહો મુજ આગળે, તજી અંતરનો ખેદ;
ઉપાય કરૂં તુમ દુઃખનો, જાણી તતૂક્ષણ ભેદ. ૧૦

## ઢાળ નવમી.

રાગ–ધારણી મનાવે રે મેઘકુમારનેરે.[1]

દીલગીર થતી રે બાળા દુઃખણી રે, પામી કલંકે ત્રાસ;
સુંદરી દરશાવે રે વિતક વૃત્તાંતને રે, પીયુ તણી તે પાસ.
દીલગીર થતી રે બાળા દુઃખણી રે. એ આંકણી. ૧
અશ્રુધારા વહિ રે દીસે ત્રિયા દાઝતી રે, ગદગદ કંઠે થાય;
પીયુ તુમે સુણો રે મુજ વિટંબના રે, કર્મે થઇ દુઃખદાય.
દીલગીર૦ ૨
જયારથી પરદેશે રે સ્વામી સિધાવિયા રે, મુકી મુને ઘરદ્વાર;
પીયુ તુમ વિરહે રે ધર્મે કાલ ગાળતી રે, ધર્મ જાણી સુખકાર.
દીલગીર૦ ૩
માત પિતુ ગેહે રે જાતી હું કોઇ ક્ષણે રે, કરવા સુખે વિશ્રામ;
તેહ તજી કહિ રે હું ઇણુ પુરમાં રે, જતી ન કોઇ ઠામ.
દીલગીર૦ ૪
મન વચ કાયે રે શુદ્ધ શીયળ સાચવ્યું રે, દમી ઇંદ્રિય વિકાર;
પણ દૈવ અટારાં રે કીધી મુને દુઃખણી રે, પ્રગટ થયાં આવાર.
દીલગીર૦ ૫
છલ બાજી કીધિ રે નૃપસુત પાપીયે રે, રચિ પ્રપંચી ઝાળ;
એહ પત્ની પણે રે કોઇ ત્રિયા રાખોને રે, ચડાવ્યું મુજને આળ.
દીલગીર૦ ૬

૧ તુટયો મારો તંબુરાનો તાર.

નૃપ સભા માંહિ રે, જઇ તેણિ પાપણિ રે, લોપી છે મુજ લાજ;
કુશળ પુર માંહિ રે પ્રસિદ્ધ થઇ વાતડી રે, અકારૂં જીવન આજ.
દીલગીર૦ ૭

ગત દિને આવ્યા રે આંહિ મમ તાતજી રે, દિધો મુને ફિટકાર;
ત્યારથી હું પીયુ રે થઇ છું હયામણી રે, શૂનો લાગે રે સંસાર.
દીલગીર. ૮

માત પિતા મારા રે રિપુ તે થઇ રહ્યાં રે, જાણિને કર્મ ચંડાળ;
ઓચિંતાનું મુને રે આવ્યું આળ આકરૂં રે, બળું છું તે દઃખઝાળ.
દીલગીર. ૯

વેધક વયણો સુણી રે પરણી નિજ નારના રે, વળતું કહે તે ત્યાર;
માવિત્રો પણ તારાં રે વિમુખ થઇ રહ્યાં રે, કરિ ન તુને સહાય.
દીલગીર૦ ૧૦

કિણ વિધે જાણું રે સતીત્વ તો તાહરૂં રે. પરણિ વસ્યો પરદેશ;
દ્વાદશ વર્ષે રે દેશમાં આવિયો રે. જ્ઞાતા નહિ લવલેશ.
દીલગીર૦ ૧૧

એવા વયણો સુણી રે પતિતણા પ્રેમદા રે, મૂચ્છાણી તેણે સ્થાન;
ક્ષણાંતરે પામી રે શુદ્ધિસા સુંદરી રે, કર્મે ભૂલી ગઇ ભાન.
દીલગીર૦ ૧૨

શિખરિણી છંદ.

નચાવે છે કર્મો ક્ષિતિ તળ વિષે સર્વ જનને,
તપાવે છે તાપે પ્રતિ કુળ થઇ તેહ તનને;

સુરા સુરેંદ્રાદિ નર વર અને ચંદ્ર સબળા,
કરી નાખે કર્મો ઉદય વખતે સાવ નબળા

મૃદુ વચણે બોલે રે કાંતા સુકોમલી રે, કરતી અશ્રુનીપાત;
કોઇ નહિ મારૂ રે, આપદ કાલમાં રે, કોને કહું દુઃખ વાત.
દીલગીર૦ ૧૩

વલવલતી બાળા રે દુઃખણી થઇ બોલતી રે, જતાં પતિને પ્રતીત;
કિણ વિધે થાવે રે, નિશંક પિયુ માહરો રે, ચિંતા ધરે એમ ચિત્ત.
દીલગીર૦ ૧૪

ધન્ય ધન્ય સતી રે તેહ શિરોમણી રે જેણે જીત્યો છે અનંગ;
પ્રગટી હિમત હૈયે રે શીયળ પ્રભાવથી રે, છે તે ચિંતામણી નંગ.
દીલગીર૦ ૧૫

ગુરૂ તણી સાજે રે આંબાજીયે એ કહ્યો રે, સતી તણો અધિકાર.
ઢાળ થઇ નવમી રે દુઃખ તણા અવસાનની રે, થશે અંતે જયકાર.
દીલગીર૦ ૧૬

દોહરા.

નારી કહે નિજ નાથને, ધારણ કરી મન ધીર;
સતીપણું પ્રગટાવવા, હિંમત છે તે સધીર. ૧
અર્પણ કરો જો મુજને, વેશ અનોપમ આજ;
પ્રબળસિંહ સરદારનો, ધારણ કરૂં તસ તાજ. ૨

જતાં તુમે પરદેશમાં, રહી અભ્યંતર વાસ;
કરતી કરણી જૈનની, કરવા કર્મ વિનાશ. ૩
સામાયક શુદ્ધે કરી, વ્યતિક્રમતી હું રાત;
તેહ સમય ત્યાં નીકળી, વિદ્યાધરી વિખ્યાત. ૪
નભથી ઉતરી મહેલમાં, આવી નમી મુજ પાસ;
વાત સુણી જૈન જ્ઞાનની, તન મન પામી ઉજાસ. ૫
ધર્મ તણા અનુરાગથી, બાંધી મુજથી પ્રીત,
પરાવર્તન કરવા ભણી, દીધું વિદ્યા વિત્ત. ૬
માટે ચિંતિત રૂપને, પ્રગટ કરૂં તે ઠાય;
કહે હિંમતવંત સુંદરી, પૂર્વ વાત પ્રગટાય. ૭
ચડયું કલંક ઉતારવા, દર્શાવું મુજ નૂર;
પાપીને ફળ પાપનાં, પ્રગટાવું થઈ શૂર. ૮
નિશંક કરૂં મન આપનું, નરવર જાણે તેમ;
માત પિતા પણ માહરા, પેખે સતીત્વ ક્ષેમ. ૯
પતિવ્રતાપણું માહરૂં, જુવે સકલ પુરીજન,
પ્રગટાવા સદ્ભાવથી, તત્પર થયું છે મન. ૧૦
આવ્યું કલંક જો ઉતરે; શીર પરથી નિરધાર;
જીવું તો આ જગતમાં, જાણી જીવન સાર. ૧૧
જીવ્યા જશવંત માનવી, કહેત કવિજન લોક;
જશ વિના જન જગતમાં, જાણો જીવન ફોક. ૧૨

જશ કાજે કંઈક જગતમાં, મર્દ્ધિક નરવર ધીર,
મરણ પામ્યા નિજ હસ્તથી, મમતા તજી શરીર. ૧૩
ભરી સભાની આગળે, કલંક કરૂં નિર્મૂળ,
નિષ્કલંકી થઈ જીવવું, નહિ તો જીવ્યું ધૂળ.

---

## ઢાળ દશમી.

રાગ—વીર પ્રભુ આવ્યારે વિશાળા નગર મોઝાર.

ધારણ કરી ધીર રે દર્શાવે. શુદ્ધ આચાર,
ધન્ય ધન્ય ત્રિયા રે હિંમત હૈડે ધરનાર, ધારણ૦ એ ટેક.
અબળા કહી છે ત્રિયા તણી જાતિ;
સંકટ કાળમાં ભીરૂ મન થાતી, થરથર કંપે કાંતાતણી છાતી
છતાં આજે બાળારે થઇ ધૈર્ય ધારણહાર
ધારણ કરી ધીરરે—એ આંકણી. ૧
શીયળવંતતણું વીરત્વ રે ભારી,
વિસ્તારે કીર્તિ તે વસુધા મોઝારી, વિદારે વિપત્તિ હિંમતજધારી,
શીયળથી થાવે રે જગમાં જયજયકાર, ધારણ૦ ૨
સત્ય પ્રગટવા તનમન રંગે,
પ્રબળસિંહ સ્વાંગ ધરવા ઉમંગે,
હિંમતહોવે જો ત્રિયા તુજ અંગે,
તેડિ તુંને સંગે રે સુંદર અપું શણગાર, ધારણ. ૩

પ્રિયાને કહે વાત પ્રગટો જે ઉરે,
સુણિ મેણારૂપ વચણો આપુરે, ગયો કમાવા હું વિદેશ દૂરે
સમૃદ્ધિ બહુ લાવ્યો રે કરી જવાહિર વેપાર, ધારણ. ૪
મધ્ય નિશામાં હું વિદેશથી આવ્યો,
પ્રગટયો હાવતે મુજ મન ભાવ્યો;
સુબો શીરહાર એક સંગે હું લાવ્યો,
આડંબર ધરી રે સજ્જ સંગે પ્રતિહાર; ધારણ. ૫
પવિત્ર પ્રિયા જોઇ થતો હુલ્લાસે,
પ્રગટાવી રૂદ્ધિ તે કાન્તાની પાસે;
શીયળ પ્રભાવે સંકટ તે જાશે,
ચાલો મુજ સંગે રે પુરબંદર મોજાર, ધારણ. ૬
એમ કહી વનિતાને સંગે તે લાવે,
તિહાંથી જલધી તટ દંપતી આવે;
ચાલી સત્વર થયા આરૂઢ નાવે,
સતિ સંકટ વામી રે થતાં પતિનો આધાર. ધારણ. ૭
નૌકા આરૂઢ થયાં દંપતી જ્યારે,
યથાવિધ કીધી વાત સતી સંભારે;
ખેચરી તણી વિદ્યા ફેરવી ત્યારે,
પ્રબળસિંહ રૂપે રે પ્રગટ થઇ તેવાર. ધારણ. ૮
શેઠને અર્પે ત્યાં વેશ મનોહારી,
ઝરકશી જામાદિ વિસ્મયકારી, ધારણ.

કરે અંગે ઉલટ ધારી;
અદ્ભૂત તેજે રે શોહે જયું દેવકુમાર. ધારણ. ૯

બેઠો પ્રબળસિંહ સિંહાસને આવી,
પ્રેક્ષક જનોનાં મનને લોભાવિ;
ચિંતિત સુબાહિને શેઠે જણાવી,
પહેરો ફરી ફરતા રે જાણી તેને શીરદાર; ધારણ. ૧૦

વચણ સુધી એવા અનુચરો ફરતા,
ઉજવળ અસિ તે કરમાં રે ધરતા;
તત્પર થઈ તેની ચોકી રે કરતા
શેઠ પરિજનને જણાવે નિજ વિચાર. ધારણ. ૧૧

ગજાવો પુર કરી નાળુના નાદો,
કહેજયો પુરી જનને કરી વિસ્તારો;
આવ્યા છે બંદરે નૃપના શીરદારો,
વિવેકહિણો રે દિસે નૃપ નિરધાર. ધારણ. ૧૨

છોડતાં તોપુ ત્યાં નાદ ગડુડે,
ગુલંદ શબ્દે તે જલધિ હડુડે;
નાળું ગોળે ત્યાં ગગન ખડુડે,
ભયભ્રાંત થાવે રે નૃપ પ્રજા તેણી વાર. ધારણ. ૧૩

શત્રુ તણી શંકા નૃપ મન લાવે,
ઓચિંતાનો કોણ ધસી [illegible]રી આવે;

શોધ કાજે નૃપ સ્વારો દોડાવે,
હશે કોણ રિપુ રે કુશલપુરની બહાર; ધારણ. ૧૪

હુકમ સુણી છુટયા સ્વારો તે વારે,
સજ્જ થઈ નિકળ્યા પુરને દ્વારે;
આવ્યા જલધિતટ રવ અનુસારે,
આડંબર દેખી રે ચકીત થયા છે સ્વાર. ધારણ. ૧૫

મસાલ જયોતિ જ્યાં અદ્દભૂત આજે,
પ્રતિહાર મધ્યે અધિરાજ વિરાજે;
ઝગમગ ભૂષણો અંગપર છાજે,
વિદેશીને પૂછે રે જોતાં તે વિસ્મયકાર ધારણ. ૧૬

શિખરિણી છંદ.

અહો કાન્તિ તેની અનુપમ દિસે એહ ખલકે,
પ્રતાપી તે પેખ્યો અજબ ભૂષણે અંગ ઝળકે;
વિભૂતિ વિલોકી સુરપતિ તણું માન ગળશે,
નકી જોતાં તેને નગરરમણી ચિત્ત ચળશે. ૮

કોણ આવ્યો આ લશ્કર લઇને,
છોડે તોપુ તે શીરદાર થઇને;
આપો પ્રત્યુત્તર પુછો ત્યાં જઇને,
વળતું તે કહે રે ક્રોધ કરીને અપાર. ધારણ. ૧૭

મૂર્ખ શિરોમણી છો તુમ પુરપતિ,
રાજ્ય રીત તણી જાણો નહિં ગતિ;
અધિરાજ્ય ખ્યાતિ જગમાં છે છતી,
તેહ તણા સુત રે પધાર્યા ઉદધિ પાર. ધારણ. ૧૮

સન્માનાદિ રીત અદ્ભુત ભાખી,
મોટા તણી નૃપે મર્યાદા ન રાખી;
સન્માન માટે અમે નાણું તે નાખી,
કરશે કાંતો આજે રે તુમ રાજ્ય અપહાર. ધારણ. ૧૯

વચણ સુણી તેનાં ભયભીતકારી,
જણાવા નૃપને ઉરે અવધારી;
તુરત ગયા ત્યાંથી પુર મોઝારી,
આવીને કહે રે નૃપતિ પાસે તે સ્વાર. ધારણ. ૨૦

અધિરાજ સુત પ્રબળસિંહ આવ્યા,
પ્રૌઢ પ્રતાપે કઇક નૃપ નમાવ્યા;
સુબાદિ લશ્કરને સંગે તે લાવ્યા,
કીધો નહિં તુમેરે સત્કારાદિ વ્યવહાર. ધારણ. ૨૧

એવું સુણતાં નૃપ રહ્યા છે ત્રાસી,
કરે ઉહાપો કુશલપુર વાસી;
થઇ તકસીર આજે અણુ વિમાસી,
આંબાજીએ કહ્યો રે દશમી ઢાળે અધિકાર. ધારણ. ૨૧

દોહરા.

તેડાવ્યો સ્વ સચીવને, પ્રગટ કરી તે વાત;
નૃપ પાસેથી સાંભળી, મંત્રી વદે અવદાત. ૧
શીરદાર જાણી તેહને, કીજે બહુ સત્કાર;
હાજર થાશું હજુરમાં, લઇ લશ્કર પરિવાર. ૨
સામંતાદિ સજ્જ કિયા, હુકમ તણે અનુસાર;
નર વર મંત્રી પુરથી, તુર્ત થયા તૈયાર. ૩
વર્ત્યો ઉત્સવ શહેરમાં, બાંધ્યા તોરણ દ્વાર;
પુર નર નારી સર્વને, હર્ષ તણો નહિ પાર. ૪
કુંતલ ઘોડા કાઢીયા, સજી સુંદર શણગાર;
ગજે અંબાડી હેમની, થતો અતિ ઝળકાર ૫
ચતુરંગિ ફોજે નીકળ્યો, નરવર તેહ સધીર.
સન્માન કરવા ચોંપથી, આવ્યો જલધિતીર. ૬
તે સંગ આવ્યો પાટવી, આપે થઇ ઉજમાલ;
સતી પતિને પેખતાં, પડી હૃદયમાં ફાળ. ૭
પ્રાતસ્કાળે બંદરે, આવ્યાં પુર નરનાર.
ગળી મનુષ્યની મેદિની, જોતાં અપરંપાર. ૮
પ્રબળસિંહ ત્યાં ઉતરે, આવિ જલધિ પાર.
પહેરેગીરાદિ તેહના, ઉભા ગ્રહી હથિયાર. ૯
પ્રબળસિંહ સંગ શેઠજી, દીસે છે મનોહાર;
કનક છડી લઇ હાથમાં, બોલે ત્યાં છડીદાર. ૧૦

કવિતમાં. મેતા મસુદ્દી કારભારી હાજર હે દિવાન આસ્તેકદમ ભુવિન્યાસ્તે કદમ આજુસે. બાજુસે નિગાહ રખો ઘણી ખમા મહારાજાધિરાજ સર્વોપરિ પ્રબળસિંહ ઠાકુરને.

---

## ઢાળ અગ્યારમી.

રાગ–તેરમા વિમળનાથ શોભાગીએ.

પ્રબળસિંહ આવિ ઉતર્યો જે વારે,
સુબાદિ સઘળા સપરિવારે,
શેઠજી છે નિજદ્વારે, અધિરાજ આજ પધાર્યો.
જનમન આનંદ આજ, અધિરાજ. એ ટેક. ૧
જરકશી શોહે અદ્‌ભૂત અંગે,
લીલમ જડિત્ર હાર દીપે છે સંગે;
ઝળકે ઝવેરાત નંગે. અધિરાજ. ૨
રાજા પ્રજા જોઈ વિસ્મય થાવે
પ્રૌઢતા પેખિ થયા નમ્ર ભાવે;
પુષ્પો લઇ વધાવે. અધિરાજ. ૩
પ્રણમ્યો પાટવી પ્રબળસિંહ પાયે,
સમૃદ્ધિ જોતાં તે મદ ગળી જાયે;
અદ્‌ભૂત છે ઠકુરાયે. અધિરાજ. ૪

પ્રબળસિંહ સંગી ગુણસુંદરી પતિ,
પાટવી થયો જોઇ વિભ્રમ મતિ;
થશે શી માહરી ગતિ, અધિરાજ. ૫
રાજા નમ્યો જઈ નિજ માન મોડી,
માન મર્યાદા મેં આપની ત્રોડી;
માફી માગું હસ્ત જોડી, અધિરાજ. ૬
લાગે તુમ દિદાર અમોને પ્યારા,
અધિરાજ છો શિરછત્ર હમારા;
આજ્ઞા વહે અસિધારા, અધિરાજ. ૭
જાણુ ન થઇ કશી આજે તમારી,
બક્ષીશ કીજે તકસીર મારી;
છો આપ પરહેજગારી. અધિરાજ. ૮
ઇચ્છે તુમ દિદાર પુર નરનારી,
પાવન કરો પુરે આપ પધારી;
કરૂણા દ્રષ્ટિ પ્રસારી. અધિરાજ. ૯
તુમ માટે આ અશ્વરથ લાવ્યો,
સુણિ સમાચાર તુરત હું આવ્યો;
સુખદા મનોરથ ફાવ્યો. અધિરાજ. ૧૦
નૃપતિ તણી તેણે અર્જ સ્વીકારી,
રથારૂઢ થઇ ત્યાંથી કીધી તૈયારી;
નૃપ સલામી ઉર ધારી. અધિરાજ. ૧૧

પ્રિય પતિ તેનો સંગે વિરાજે,
વિસ્મય થયાં જન જોતાં તે આજે;
વાજીંત્રો તે સમે વાજે. અધિરાજ. ૧૨
સજ્જ ઘોડા ગજ પંથે પરવરિયા,
રાહ મધ્યે મધ્ય સુભા સંચરિયા;
હસ્તે પ્રહરણો ધરિયા. અધિરાજ. ૧૩
દિપાવી રોશની બહુ વિધ ઠાણે,
પુર પ્રવેશ કરે મોટે મંડાણે;
નૃપ નમાવ્યો તે ટાણે. અધિરાજ. ૧૪
રત્નજડીત પંખે વાયુ ત્યાં ઢાળે,
પુરીજનો પંથે જયજય બોલે;
જોતાં ઇંદ્રાસન ડોલે. અધિરાજ. ૧૫
પ્રબળસિંહ વેશ અંગે ધરીને,
જન મન વૃત્તિ સ્થિર કરીને;
મૃગનેત્રી ચિત્ત હરીને. અધિરાજ. ૧૬
ચાલતાં પુર તે વાજીંત્રો ગાજે,
સજ્જીકૃત ભુવન નિવાસ કાજે;
પ્રબળસિંહ આવી બિરાજે. અધિરાજ. ૧૭
નૃપતિ કહે તેડી મંત્રીને પાસે,
હાજર રહો સદા તેને નિવાસે;
રાખો વિવિધ વિલાસે, અધિરાજ. ૧૮

હું પણ હાજર રહીશ સદા,
કરશે હુકમ તે કરીશું અદા;
કષ્ટ ન નડે જેથી કદા. અધિરાજ. ૧૯
મોતીચંદ તેનો સ્નેહિ રે જાણી,
શ્રીજીયે સંતુષ્ટ પ્રીત જ આણી,
વદિ અનુકૂળ વાણી. અધિરાજ. ૨૦
સ્વાદિષ્ટ ભુક્ત નિપજાવી ભાવે,
ભોજન કરાવો ઇચ્છાને દાવે;
સ્નેહ વૃદ્ધિંગત થાવે. અધિરાજ. ૨૧
હુકમ સુણી નિજ નૃપતિ કેરો,
હર્ષિત થયો છે મંત્રીનો ચહેરો;
તત્પર રહે નૃપ ભેરો. અધિરાજ. ૨૨
નૃપ મંત્રી હાજર થયા તે વારે,
તુષ્ટમાન કરે સ્વાદીષ્ટ આહારે;
વર્તે તે ઇચ્છાનુસારે. અધિરાજ. ૨૩
પ્રબળસિંહ રૂપે મર્દ્દક ભારે,
ખ્યાતિ કીધી ખૂબ પુર નરનારે;
મહીપતિ માન વિદારે. અધિરાજ. ૨૪
એકાદશમી ઢાળ છે મનોહારી,
આંબાજી મુનિયે કહી વિસ્તારી;
શ્રોતા લેજયો ઉર ધારી. અધિરાજ. ૨૫

દોહરા

સન્માને નૃપ શેઠને, પ્રબળસિંહની સંગ;
ખાનપાન બહુ ભાતના, ખવરાવે ધરી રંગ. ૧
સુબા સામંત રાયના, રહે વચણુ આદેશ;
ગ્રહી પ્રહરણો હસ્તમાં, સજ્જીત સુંદર વેશ. ૨
પ્રબળસિંહ ત્યું શેઠજી, સંગે લઇ પરિવાર;
બ્રૂમ બગીમાં બેસીને, નીકળે પુરની બહાર. ૩
બાગ બગીચા બંગલા, મનહર મેડી માળ;
સુખ શોભાયું બાગમાં, ખેલત ખેલ રસાલ. ૪
હોજ ફુવારા નવનવા, વહેતાં નિર્મળ નીર;
સ્પરશી કુસુમ કુંજમાં, પરિમલ થાવે સમીર. ૫
ચંપો ચંપેલી મોગરો, જાઇ જુઈની જાત,
મરવો ડોલર માલતી, રંગ બેરંગી ભાત. ૬
ગુલાબ ગુલાબી રંગના, મધુકર કેલ કરંત,
પુષ્પ પરિમલ વાસથી, નાક્ષા ઇંદ્રી હરંત. ૭
આશોપલ્લવ ઓપતાં, જાંબુ કદળી જોર;
સહકારે વન શોભતું, વ્યાપો ઘટા ઘનઘોર. ૮
નાગલત્તાદિ વેલડી, વીંટી મંડપ સ્થંભ;
રમણિકતા તે બાગની, જોતાં થાય અચંભ. ૯
વનલીલા વિલસી કરી, થયા તે હર્ષાતુર;
મોતિચંદ પણ પેખતાં, ચિત્તમાં થયો સનુર. ૧૦

ત્યાંથી વળ્યા તે પુરમાં, તનમન ધરીને મોહ;
પુરી જન પંથે દેખતા, ધરતાં પુરણ પ્રમોદ. ૧૧
જન માલા અવલોકતા, લેતા સહુની સલામ;
પુર મધ્યે થઈ આવિયા, નૃપની સભા છે તામ. ૧૨
બેઠો કનક સિંહાસને, પ્રગટી પ્રૌઢ પ્રભાવ;
કૃત્રીમ વેશે કામિની, સર્વોપરિ થઇ રાવ. ૧૩
બેસે પાસે શેઠજી, મનમાં ધરી બહુ માન;
સ્નેહિ જાણિ તેહનો, કરતા બહુ સન્માન. ૧૪

શિખરિણી છંદ.

મણિ મુકતા હારે ઝગમગ તિહાં તેજ કરતો,
વિભાએ પોતાની જગત જનનાં ચિત્ત હરતો;
હજારો લોકોના પરિષદ તણા નેત્ર હરીને,
પતિ પાસે બેઠી નરવર તણો સ્વાંગ ધરીને. ૯

શેઠ સેનાપતિ આવિયા, ધરતા ઉર આનંદ;
પરિષદ વ્યાપી તે સ્થળે, રાજ કુટુંબી વૃંદ. ૧૫
પ્રબળસિંહની હજુરમાં, આવિ નમ્યો દિવાન
નરવર તે પણ આવીયો, કરવાને સન્માન. ૧૬
તાસ પાયે પ્રણમી કરી, જોડીને બેહુ હાથ;
અધિરાજ જાણી તેહને, સ્તુતિ કરે નરનાથ. ૧૭

## ઢાળ બારમી.

રાગ-કુડી છે માયાકી રે ફાંસી

તુમે કિધા કૃતાર્થ આજે, (૨)
પ્રૌઢ પ્રતાપી જશ તમારો, દિશો દિશ ગાજે.
તુમે કીધા એ આંકણી ૧

કીર્ત્તિ કમળા તુમે વરીયા, (૨)
તખ્ત બિરાજ્યા જોઇ અમારા, ચશ્મ તે ઠરીયાં, તુમે. ૨

સિંહાસને રહ્યા વિરાજી, (૨)
દેશ કેશરી જશે જગતમાં રહ્યા તુમે ગાજી, તુમે. ૩

રહ્યા છત્ર શીરે ધરાવી, (૨)
પાવન કીધી તુમે એહ ભૂમિને અહીં આજ આવી, તુમે. ૪

પ્રગટી છે પ્રભુતા ભારી, (૨)
અદ્‌ભુત રૂપ દિપે તમારૂં, જન નયનહારી, તુમે. ૫

હર્ષે મયૂર પેખિ ઘનને, (૨)
તુમ દિદારે આનંદ આજે, થાય પ્રગટ મનને, તુમે. ૬

અવિચળ રહો સદાઈ, (૨)
યાવચ્ચંદ્ર રવિ ગગન જયું ઉદય સદા થાઈ, તુમે. ૭

કહ્યું કાજ સકલ કરશું, (૨)
તુમ વદનથી થાય પ્રગટ તે આણ શીરે ધરશું, તુમે. ૮

કીજીયે હુકમ ઉર ધારી, (૨)
શીરછત્ર છો આપ હમારા, સદા ન્યાયકારી, તુમે. ૯
દાદશમી ઢાળે કરિ ખ્યાતિ, (૨)
આંબાજી કહે તે પ્રબળસિંહની કીધી નૃપે સ્તુતિ. તુમે. ૧૦

દોહરો.

ભરી સભામાં ભૂપતિ, સ્તુતિ કરી તે વાર;
બેઠો સન્મુખ આસને કરી મન દીર્ઘ વિચાર. ૧
જય જય વર્ત્તો જગતમાં, અંગે થઇ ઉજમાળ;
કરી ખ્યાતિ બહુ મંત્રીયે વચણો વદિ રસાળ. ૨
નૃપ પાટવી પણ તેહને, નામી નિજનું શીર;
બેઠો અંતિક આસને, ધરે ન મનમાં ધીર. ૩
મોતિચંદ મર્દ્ધિક થયો, પ્રબળસિંહની સંગ;
ત્રિયા નિરુપમ તેહની, જેને શીયળ સુરંગ. ૪
છળબળ કીધું ચોંપથી, બાંધી કુટીલા જાળ;
પાપ પ્રગટતાં તેહનાં, કરશે બુરે હાલ. ૫
ચિંતવતો એમ ચિત્તમાં, નિર્લજ નૃપકુમાર;
સતી સંતાપી પાપીયે, સુણજ્યો શ્રોતા સાર. ૬
પ્રબળસિંહ રૂપ સુંદરી, વાણિ વદે વિખ્યાત;
સભાજનો સહુ સાંભળે, સુણતાં મધુરી વાત. ૭

## ઢાળ તેરમી.

રાગ કુંથુજીન મનડુ કિમહીન.

ઇણપુર થકી રાજન્ શેઠ આ આવ્યા, મમ નિવાસી ધામે;
પ્રૌઢ પ્રતાપી દિલાવર દિલડું, જશ વાધ્યો ઠામોઠામે.
હો રાજન.

તાત આદેશે હું આવ્યો; કરવા મનોરથ ભાવ્યો. હો રાજન.
તાત આદેશે હું આવ્યો. એ આંકણી. ૧

છે દીર્ઘ દ્રષ્ટી તેમ પુણ્યપ્રતાપી; શ્રેષ્ઠી ગુણે શીરદાર,
તેહ સંગાતે મુજને બંધાણો; પૂર્વ સંજોગે પ્યાર.
હો રાજન. ૨

ચિરકાળ અમે સંગેરે વસિયા, પુરણ ધરીને પ્રીત;
પ્રાણથી પ્યારા છે સ્નેહી હમારા, અલગ રહે ના ચિત્ત;
હો રાજન. ૩

તદંતર કીધી તેણે તૈયારી, નિજ પુર પ્રત્યે જાવા;
મુજને મળી તે તત્પર થયા, ગ્રહિ સર્વે નિજ નાવા;
હો રાજન. ૪

તેણે સમે મુજ તાતે કીધો, હુકમ મુને હિતકારી;
રાજનીતિ પંથ સ્થાપજે પ્રીતે, નૃપ પ્રજાને સુધારી;
હો રાજન. ૫

નૃપ પ્રજાથી અન્યાયે જો વર્તે, આપે પ્રજાને કષ્ટ;
તેહ નૃપને પણ ઇચ્છાનુસારે, કરજે રાજ્યથી ભ્રષ્ટ.
હો રાજન. ૬
ઉદ્ધત પ્રજા કદી નૃપનો ન માને ન્યાયકારી આદેશ,
દંડાદિ તેને શિક્ષા કરીને, તજાવજે નિજ દેશ.
હો રાજન. ૭
મનુષ્યઘાતિ પાપં પ્રણાતિ, એહ અનર્થનું મૂળ;
પર ત્રિયા તણા સંગી જનને, નિશ્ચય કીજે નિર્મૂળ.
હો રાજન. ૮
તેજ પ્રસંગે, આ શેઠ સંગાતે, અહિં આજ હું આવ્યો;
રાજ નીતિ તણો લોપ જે કરશે, તેહનો કાળ હું આવ્યો.
હો રાજન. ૯
ફૂટ પ્રગટ મુને તુર્ત જણાવે, પ્રજા તણો વ્યવહાર;
જાણું અપરાધિ તેહ પ્રમાણે, કાઢું દેશની બહાર.
હો રાજન. ૧૦
ભરિ સભામાં એહવું રે સુણતાં, નૃપ રહ્યો મન લાજી;
પાપી પુત્રે ખરે હાટ જ વાળ્યો, અપજશે રહ્યો ગાજી.
હો રાજન. ૧૧
મોતિચંદ તણી ત્રિયાને રાખી, એહ કીધું છે અકાજ;
પબળસિંહને જાણુ જો થાશે, રહેશે નહિ મુજ લાજ.
હો રાજન. ૧૨

એમ થતો નૃપ આમણુ દુમણો, રહ્યો તે નીચું જોઇ;
કરડા કટાક્ષે કહે પ્રબળસિંહ, ગુસ્સે નૃપ પ્રત્યે હોય.
હો રાજન ૧૩

વચણ સુણી મુખ ઝાંખું કરીને બેઠા કેમ તું ભૂપ;
યથા તથ્ય રાજનીતિ જે હોવે, પ્રગટ કરી દે સ્વરૂપ.
હો રાજન. ૧૪

વળતું વિમાસી નૃપ એમ બોલે, અત્રે કહ્યું નવિ જાશે,
એકાંત સ્થાને જો આપ પધારો, વાત કહું તુમ પાસે.
હો રાજન. ૧૫

એવું સુણી પ્રબળસિંહ તે ત્યાંથી, ઉઠી એકાંતે આવે;
પરીક્ષીણ વદને થતો તે રાજા, વિતક વાત જણાવે.
હો રાજન. ૧૬

મુખથી કહેતાં મારી રસના રે કંપે, કુટીલ બન્યું તે કાજ;
ભરી સભામાંહિ માર્મિક નિષો, કહેતાં આવિ મુને લાજ;
હો રાજન. ૧૭

સુઘડ સ્નેહિ છે મિત્ર તમારા, મોતિચંદ મતિવંત;
તેહ તણી ત્રિયા લજ્જા તજીને, વિપરીત કીધો છે તંત.
હો રાજન. ૧૮

યોવન વેશે પીયુ વિરહિણી થાતાં, મોહિ કુંવર રૂપરંગે;
ભરી સભામાંહિ અનુમતિ લઇને, બેઠી પાટવી સંગે;
હો રાજન. ૧૯

પ્રબળસિંહ તે વચણ સુણીને, ખેદાતુર બહુ થાવે;
અકાજ કીધું ખરે મિત્રપત્નીયે, કહી ત્યું શિર ધુણાવે;
હો રાજન. ૨૦

છેલ છબિલો મુજ મિત્ર તજીને, માંડયો કુંવર ઘરવાસ;
અનહદ ખેદ પ્રગટે છે હૈડે, તુરત કરૂં તપાસ.
હો રાજન. ૨૧

એમ કહિ ત્યાંથી સિંહાસને આવે, ક્રોધે થતો તે ક્રુર;
ઉઠી સભાજનો સહુ સન્માને, જાણી તે જેષ્ઠ ઠાકુર.
હો રાજન. ૨૨

વ્યગ્રચિત્તે આવિ આસને બેઠો, નૃપ થતો દીન મુખ;
કોપિત થઇ તે રાજ્ય હરિ લેશે, એમ ધરે દિલે દુઃખ;
હો રાજન. ૨૨

ત્રયોદશમી ઢાળે મુનિ આંબાજી, પ્રગટ કહે અધિકાર;
સતી ગુણસુંદરીનું વૃતાંત સુણી, શ્રોતા થશે વિસ્મયકાર;
હો રાજન. ૨૪

દોહરા.

બેઠા સભામાં પુરિજનો, તુષ્ણીં[1] થઈ તે સ્થાન;
કરે હુકમ તે સુણવા, ધરતા મન વિજ્ઞાન. ૧

પ્રબળસિંહ ત્યાં તે સમે, બોલે મધુરી વાણ;
તત્પર થઈ નૃપ સાંભળે, વહન કરી શિર આણ. ૨

ચિરકાલે આ પુરમાં, આવ્યો છું આ વાર;
જાણું ન સંખ્યા પુરની, પ્રજા તણો પરિવાર. ૩

૧ ચૂપાચૂપ.

જાણું સમૃદ્ધિ શહેરની, પેખિ પુર નરનાર;
તે કારણ પૂર્વ બાગમાં, કરો ઉજેણી સાર. ૪
અંગ આભૂષણ ઓપતા, સજ્જ સુંદર શણગાર,
આવે પ્રજા સહુ પુરની, ઉપવન તણી મોઝાર. ૫
આગમ દિવસે રાજવિ, ઉદય થાય જબ ભાણ;
તું પણ સંગ લાવજે, અંતઃપુર તે ઠાણ. ૬
પ્રિય કુંવર તુજ પાટવી, જાસકૃતિ મનોહાર;
મોહિ મુજ મિત્ર માનની, પતિ કરો પરિહાર. ૭
બાંધિ છેડાછેડલો, કુંવર તણી તે લાર;
આવે શીઘ્ર તે બાગમાં, જુગલપણે નરનાર. ૮
તે વર્જિ અન્ય રાણીયું, પરણિ પાટવી સંગ,
મર્યાદા રાખી ઉપ ને, લાવે ધરી મન રંગ.
કદિ રહેશે કોઈ પુ માં, પુરીજન નર કે નાર;
દે શું દંડ જ આકરો, કરિ ચાબુક પ્રહાર. ૧૦
આદેશ આપું એટલો, કિજે સત્વર કાજ;
નહિંતર રાજન રાજ્યનો, અપહરૂં શિરતાજ. ૧૧
વચણ સુણી તે ભૂપતિ ચડાવી શિરે આણ;
કાજ કરે તે તત્ક્ષણે, કરી પુરીજનને જાણ. ૧૨
શીયળ પ્રભાવે સુંદરી, પ્રગટપણે પતિપાસ;
આજ્ઞા કરી નરં નાથને, પામ્યો પાટવી ત્રાસ. ૧૩
વિસર્જન થઈ તે મેદની, હુકમ તણે અનુસાર;
શોશ નામી સહુ તેહને, જાવે નિજ ઘર દ્વાર. ૧૪

પ્રબળસિંહાદિ ચાલિયા, જઇ વસ્યા નિજ ધામ;
કુટિલ કુંવર તેમ નૃપની, હણાણી અંતર હામ. ૧૫
નૃપ તેડાવે તે સમે, સૈન્ય તણો શીરદાર;
કરે હુકમ તે ભૂપતિ, આજ્ઞાને અનુસાર. ૧૬
ઉદ્‍ઘોષણા કરી પુરમાં, કરો સહુ જનને જાણ;
આવે પ્રાતસ્કાળમાં, પૂર્વ તણે ઉજાણ. ૧૭
વચણ સુણી તે ભૂપના, તુરત થયો તૈયાર;
નરવર નિકટથી નિકળી, પ્રસરાવે વિસ્તાર. ૧૮
શોભાવે પૂર્વ બાગને, છાંટી નિર્મળ નીર;
જાજમ બિછાવે ભૂતળે, નૃપતિ તણા અમીર. ૧૯
જરકશી નેજા પંથમાં, જોતાં ઝળહળ જોત;
વર્તાવ્યું મંગળ પુરમાં, પુરણ કરી ઉદ્યોત. ૨૦
પ્રસરી વાત તે પુરમાં, વદે જને જન મુખ;
અન્યાય પંથિ પાપીઆ, હોશે તે દીન મુખ. ૨૧
ભલે પધાર્યો રાજ્યમાં, પ્રબળસિંહ સુધીર;
પાપ પંથને લે પશે, આપે થઇ ધીરવીર. ૨૨
પ્રગટયો આનંદ પુરમાં, સહુ જન થયાં સનૂર;
કરવા નિરીક્ષણ બાગમાં, પુરિજન મન આતુર. ૨૩
પ્રબળસિંહ ત્યું શેઠજી, વસ્યા મનોહર માળ;
દીપ મસાલે દીપતા, દિસે ઝાકઝમાળ ૨૪
સતીપતિ મુખ મલકતો, કરતો મનમાં ખ્યાલ;
પૂછે પ્રિયાને વાતડી, અંગે થઇ ઉજમાળ. ૨૫

## ઢાળ ચઉદમી.

રાગ—દલાલી લાલનકી.

અદ્ભુત આ રચના કરીજી, સજજી પ્રબળસિંહ વેશ;
ભુ પાયું તે ભૂપનેજી, ભીતી રાખી નહિ લેશ.
પિયારી છો શીયળ ગુણે શીરહાર. એ ટેક. ૧
નિર્બળ જાતિ છે જગ્તમાંજી, ત્રિયાતણું બળ ફોક;
અબળા બળવંત ના હુવેજી, કહે કવિજન લોક. પી૦ ૨
ભરી મનુષ્યની મોહિનીજી, પ્રગટ કીધું તેં શૂર;
નૃપને પાયે નમાવીયોજી, આપે થઇને હજુર. પી૦ ૩
આવશે આગમ દિન બાગમાંજી, પાટવી સંગે ભૂપાળ;
ચિંતા પ્રગટે મુજ ચિત્તમાંજી, કેમ ઉતારીશ આળ. પી૦ ૪
વળતું વનિતા અમ વદેજી, સાંભળો જીવનપ્રાણ;
શીયળ ગુણે જે સુંદરીજી; પ્રાક્રમ તણી છે ખાણ.
પીયુજી સાંભળો સત્ય વૃત્તાંત. એ ટેક. ૫
ભૂમિતળ થઇ ભામિનીજી, શીયળ બળે શીરહાર;
કંઇક નરવર નમાવિયાજી, પ્રગટ કરી આચાર. પી. ૬
જનકસુતાયે શીયળથીજી, કીધું હુતાશન નીર;
મહીતળ ખ્યાતિ પામિયાજી, પૂરણ રાખી રે ધીર. પી૦ ૭
રહી પદ્માતર રાજ્યમાંજી, પંચ પતિની રે નાર;
શુદ્ધ શીયળવંત દ્રૌપદીજી, હિમતે પામી દુઃખ પાર. પી૦ ૮

સુભદ્રા શીયળવંત જાણીયેજી, હિમતે થઈ પ્રસિદ્ધ;
કાચે તાંતણે જળ કાઢીનેજી, પુર કષ્ટ દૂર કીધ. પી૦ ૯
શીયળવંત સતી લીલાવતીજી, તન મન રાખી ખંત;
પંચ તસ્કરને હઠાવિયાજી, અબળા થઇ બળવંત. પી૦ ૧૦
ચિંતા તજો તેમ માહરીજી, કહિ નવ કંપે કાય;
નિર્મૂળ કરૂં હું કલંકનેજી, લઈ અનુકૂળ હાય. પી૦ ૧૧
છડી ગ્રહી મેં મોટા તણીજી, આપે થઇ શૂરવીર;
પ્રગટાવું સત્ય માહરૂંજી, હિમત ધરી ગંભીર. પી૦ ૧૨
પાપીને ફળ પાપનાંજી, પ્રગટ કરૂં તે ઠાય;
મળી મનુષ્યની મોહિનીજી, જોતાં તે વિસ્મય થાય. પી૦ ૧૩
વચણ સુણી વનીતા તણાજી, રંજન થયો તેણિવાર;
પુલકિત વદને એમ વદેજી, પ્રિયા પાસે હિતકાર. પી૦ ૧૪

શિખરિણી છંદ.

બલીહારી બાળા અનુપમ ઉરે નૂર ધરિયુ,
કીધેલા આદેશે પુરપતિ તણું તેજ હરિયું;
ધ્રુજાવ્યા લોકોને વચન પ્રભુતા પ્રાપ્તજ કરો,
કરો કીર્તિ તાજી શીયળ બળથી ધીરજ ધરી.

વાત વિનોદી કરતાં થકાંજી, સુખે કમી ગઇ રાત;
મધુર ગીરા મુખ બોલતાજી, બંદીજનો અવદાત. પી૦ ૧૫
નોબત બજાવી રાજ્યમાંજી, વર્ત્યો ત્યાં મંગળમાળ;
પ્રબળસિંહાદિ સજ્જ થયાંજી, અંગે થઈ ઉજમાળ. પી૦ ૧૬

ઢાળ ચઉદમી તે કહીજી, ચેલામાં રહી ચોમાસ;
આંબાજી મુનિ એમ ઉચરેજી, ચાલતે શ્રાવણ માસ. પી૦ ૧૭

દોહરા.

સજ્જ થયાં સહુ પુરી જનો, સોળે સજી શણગાર;
એક દિશે તે સંચર્યાં, પુર પંથે નર નાર. ૧
આનંદ અંગે વ્યાપીઓ, રોમે રોમ હુલ્લાસ;
જોશું ઉપવન મેદિની, તન મન થતાં ઉજાસ. ૨
શેઠ પ્રબળસિંહ સંચર્યો, જાવે પુરની બહાર;
આગળ પાછળ ફિરસ્તા, ચાલ્યા ગ્રહી હથીયાર. ૩
ગજ રથ ઘોડા પાલખી, સુબાદી શીરદાર;
નેજા પતાકા હસ્તમાં, થતો અતિ ઝળકાર. ૪
નાચે આગળ નાયકા, કરતી મનહર ગાન;
સુણતાં જોતાં તેહને, થાવે સહુ ગુલતાન. ૫
ગડગડ નોબત વાગતી, થતી નગારા ઠોર:
*મરદલ વાજાં નવનવાં, ગર્જે જયું ઘનઘોર. ૬
આડંબર ધરી આવીયા, ઉપવન તણી મોઝાર;
દેખિ અદ્ભુત સાહેબી, વિસ્મય થયા નર નાર. ૭
કરજોડી કિંકર સમા, નરનારીના વૃંદ;
નમન કરે નમ્ર ભાવથી, ધરતાં ઉર આનંદ ૮

* મૃદંગ.

પૃઢવી શીલાપટ ઉપરે, ક્રમસર આસન કીધ;
નામાંકીત સર્વે તણાં, આસન છે પ્રસિદ્ધ. ૯
અશ્વ રથ પરથી ઉતરી, મોતિચંદની સંગ;
બેસે કનક સિંહાસને, મનમાં ધરી ઉછરંગ. ૧૦
પ્રબળસિંહની નિકટમાં, સ્થાપીત સિંહાસન;
શેઠ બેઠા તે ઉપરે, સુખદા કરી આસન. ૧૧

---

## ઢાળ પંદરમી.

### શિખરિણી છંદ.

પ્રભુતા એ પૂરી સબળ અબળા આજ નિરખી,
નથી પેખી મેં તો ધરણીતળમાં તેહ સરખી,
નમાવ્યા લોકોને અધિપતિપણુ ધારણ કરી,
ખરી થાશે ખુબી પરિષદ વિષે વિસ્મય ભરી

રાગ ઝુમખડું તે અસ્ત થયો દિ.

શ્રેણી પ્રશ્રેણ્યાદિ પુરના રે, આવ્યા નર તેમ નાર;
સુગુણ જન સાંભળો, એ ટેક.
મળી મનુષ્યની મેદિની રે, ઉપવન તણી મોઝાર; સુ૦ ૧
બેઠી એક દિશે પરિહારે, મહિલા તણી ધરિ હામ. સુ.
અપર વિભાગે પુરૂષો રે, બેઠા મહીતળ ઠામ. સુ. ૨
આદેશાધાન થઈ આવિયો રે, ઝવેરી ઝવેરચંદ. સુ.
ગ્લાની થતાં બહુ દંપતી રે, જશે થતાં તે મંદ. સુ. ૩

સંકુચિત થઇ ભુમિકા રે, બેઠા જન ઠારો ઠાર; સુ.
સકલ પ્રજા તે પુરની રે, વ્યાપી અપરંપાર. સુ. ૪
પુરપતિ તિહાં આવિયો રે, સચીવાદિ સંગાથ; સુ.
પ્રબળસિંહને આવી નમ્યો રે, જોડીને બેહુ હાથ. સુ. ૫
મોતિચંદ નિકટ આસને રે, બેઠો આવિ ભૂપાળ; સુ.
તે પાસ મંત્રી આસને રે, બેસે થઇ ઉજમાળ. સુ. ૬
રાજ કુટુંબ તિહાં આવીયું રે, લઇ વાહન પરિવાર, સુ.
રાજઋદ્ધિ સર્વ સાહેબી રે, કુંવર કુંવરી છેલાર. સુ. ૭
નરવર તણી રાણિયુ રે, રૂપે ઇંદ્રાણી સમાન; સુ.
અંગ આભૂષણ ધારીયાં રે, સઘળી થઇ સાવધાન. સુ. ૮
આરૂઢ થઇ રથ વાહને રે, સજી મનોજ્ઞ વેશ; સુ.
પરવરિયાં પથે વાહનો રે, પ્રગટયો હર્ષ આવેશ. સુ. ૯
પાટવી તણી સહુ રાણીયું રે, રથારૂઢ થઈ ત્યાં જાય. સુ.
પટાં..રે આવી ઉતરીરે, પ્રગટપણે તે ઠાય. સુ. ૧૦
પ્રબળસિંહ કહે તે સમેરે, નૃપને ત્યાં બોલાય; સુ.
રહ્યું કોણ પાછળ પુરમાં રે મુજને કહો પ્રગટાય. સુ. ૧૧
પરિષદ ત્યાં વિલોકીનરે, ભૂપતિ ભણે તે પાસ; સુ.
કુંવર રહ્યો છે પુરમાં રે, કરાવું તુર્ત તપાસ. સુ. ૧૨
સજ્જ થયો નૃપ પાટવી રે, મનમાં થતો ભયભ્રાંતક સુ.
માર્મિક કારણ જાણિયું રે, કીધું જગ વિખ્યાત. સુ. ૧૩
નારી રૂપે તે નટ સંગે રે, બાંધિ તે છેડાછેડ; સુ.
આવિ રથે આરૂઢ થયો રે, બેઠો નટ કુંવર કેડ. સુ. ૧૪

નિર્જન પુરથી નીકળ્યાં રે; આવે ઉપવન પંથ; સુ.
નૃપાદિ સહુજન દેખતાં રે, કુંવરને ધરી ખંત. સુ. ૧૫
આવ્યું માયાવિ તે જોડલું રે, ઉપવન તણે તે દ્વાર; સુ.
જન મન કૌતક ઉપજે રે, પેખતાં તેણિ વાર. સુ. ૧૬
આવી ઉતર્યાં ત્યાં બેહુ જણા રે, રથ પરથી તે ઠાય. સુ.
કુંવર આવે નર વૃંદમાં રે, લજ્જા ધરી મન માંય. સુ. ૧૭
બાંધેલ છેડા છેડલીરે, કપટી નટ તણી સંગ.
નટ જાવે ત્રિયા વૃંદમાંરે, તન મન રહ્યો ન રંગ. સુ. ૧૮
પનરમી ઢાળે પાટવી રે, આવ્યો સભાની મોઝાર; સુ.
આંબાજી મુન કહે આગળેરે, રસિક છે અધિકાર. સુ. ૧૯

દોહરા.

પ્રણમ્યો આવી પાટવી, પ્રબળસિંહને પાય;
પૂઢવી શીલાપટ ઉપરે, રહ્યાં આસન બિછાય. ૧
લજ્જીત થતો તે ચિત્તમાં, પુરુષ સમુહમાં જાય;
નટ ખેંચે સ્ત્રી વૃંદમાં રે, બેસણુ લાગે ત્યાંય. ૨
પ્રબળસિંહ કહે તેહને, વચણવદિ સુખદાય;
રહ્યાં આસન આ ઉપરે, તે પર બેસો આંય. ૩
હુકમ સુણી બેહુ તેહનો, ચિત્તમાં થતાં વિમૂઢ;
ચઢી પુઢવીપટ ઉપરે, થયા આસન આરૂઢ. ૪
પંચમે નંમર પાટવી, બેઠો લજ્જા ખોય;
પટ ઘુંઘટ ખેંચી કરી, રહ્યો નટ નિચું જોય. ૫

બેઠો ઉંચે આસને, કુંવર તણી તે પાસ;
ઉત્પાત ઉરે ઉદ્દભવે, પ્રગટ્યો પૂર્ણ ત્રાસ. ૬
માજન સમાજ પેખતાં, થયા સહુ ખેદાતુર,
ધિક્ક ધિક્ક કુટીલ કામિની, નહિં લજ્જા નહિ નુર. ૭
માત પિતા પણ તેહના, જોતાં લજ્જીત થાય;
ઉપાલંભે સ્વપુત્રીને, અંતર ગત મનમાંય. ૮
વેર લીધું કોઈ જન્મનું, કુળમાં થઈ અંગાર;
નિર્લજ સુતા તે ઉપની, વંશ લજાવણ હાર. ૯
કલંકિત કરી મુજ કુળને, બેઠી પાટવી જોડ;
પુરૂષ સંગાતે પાપણી, ફિટ ફિટ તુને ક્રોડ. ૧૦
મળ્યા મનુષ્યના વૃંદમાં જીવન કીધું અસાર;
વિષાદ કરે બહુ દંપતી, સ્વજનાદિ પરિવાર. ૧૧
સકલ નૃપાદિ પરિષદા, તૃષ્ણી બેઠી ઉજાણ;
પ્રબળસિંહ તવ ઉચરે, મુખથી મધુરી વાણ. ૧૨

---

## ઢાળ સોળમી

રાગ—પુન ચાંદની પુ ા ખાલી અહી

પુરણ આનંદ પ્રગટ્યો આજે મારા ઉરમાં રે.
જોતાં પુરીજન મુખ ા અપરમપાર,
માટે મુજને જાણ કરો સહુ આ સ્થળે રે. એ ટે ક

સાખી.

અદ્‌ભુત આજે મેહની, વ્યાપી બાગ મોઝાર;
લીલાં પીળાંદિ વસ્ત્રના, વેશ સજ્યાં મનોહાર.
સુંદર સંપતિ જોતાં ઇણ કુશલપુરની રે,
હર્ષ ઉર્મી અંતરથી છલકાય. માટે મુજને૦ ૧

સાખી.

રાજા પ્રજા સહુ એકઠા, વિરાજી રહ્યા આવાર;
દીપે ઉપવન જન થકી, ઇંદ્રપુરી અનુહાર.
નરનારીનાં વૃંદો જોતાં મુજ નયનો ઠરે રે,
રૂદ્ધિવંતા દિસે પુર નરનાર. માટે મુજને૦ ૨

સાખી.

પૂછું પાટવી તુજને, થતાં અતિ મન ખેદ;
વિસ્તારી કહે મુજને, પ્રગટી અંતર ભેદ.
કોણ બેઠી છે આસન બાંધિ છેડાછેડલી રે,
મુકી બેઠી સઘળી ત્રિયાની મર્યાદ. માટે૦ ૩

સાખી.

પુરૂષ મધ્યે પ્રેમદા, બેસે નહિ નિરધાર;
તેમ છતાં આ સુંદરી, ભરી સભા મોઝાર.
કુંવર તુજ સંઘાતે બેઠી ઉંચે આસને રે;
કોણ કુળમાં લીધો છે અવતાર. માટે. ૪

સાખી.

વળતું વદે તે પાટવી, લજ્જા તજી તેહ ઠાય;
ઝવેરી સુતાને જાણવી, વણિક કુળે તે જાય.
મોતિચંદ તણી વનીતા પુર્વે તે થતી રે,
પરણી રહેતી પોતાને નિવાસ. માટે. ૫

સાખી.

પતિ જતાં પરદેશમાં, તજી તે યૌવન વેશ;
જોઇ મુજને પંથમાં, પ્રગટયો પ્રેમ આવેશ.
હર્ષીત વદને ઉતરી નારી નિજ આવાસથી રે;
આવી નડી મુને તજીને તે લાજ. માટે. ૬

સાખી.

સ્થાપો મુને પત્નીપણે, નહિ તો તજું આ પ્રાણ,
નિશ્ચય જાણી તેહનો, કર્યો તસ તાતને જાણ.
નરવર અનુમતિથી મુજ મંદિરે તે વસી રે;
જાણો તુમે તેહ ત્રિયા નિરધાર. માટે. ૭

સાખી.

સુણી પ્રબળસિંહ કહે, કુટીલા થઈ તે નાર;
લજ્જા તજી માબાપની, વ્યર્થ કીધો અવતાર.
ધિક્ક ધિક્ક જન્મ પાપીણીનો જાણિયે રે;
અણુઘટતું કીધું તેણે કાજ. માટે.

સાખી.

સઘળી વસ્તુ વિણઠી, સંસ્કારે સુધરનાર;
પણ નહિ સુધરે કહિ, વંઠી કુટીલા નાર.
કલંકિત કિધું, જેણે નિર્મળ ઉભય કુળને રે,
દુષ્ટા પ્રગટી પુર લજાવણ હાર. માટે. ૯

સાખી.

જોબનમાં જીતે નહિ, ઇંદ્રિય તણો વિકાર;
તે પસ્તાશે પાપણિ પહોંચી નર્ક મોઝાર.
જાજ્વલમાન ખીલા અંગે તેને ધાબડે રે,
પરમાધામિ કરી વૈક્રિયરૂપ. માટે. ૧૦

સાખી.

એથી અનેરાં દુઃખડાં, સહશે વારમવાર;
કુલ ખપણ તે કામની, પતિ કીયો પરિહાર.
એમ કહી પ્રબળસિંહ પૂછે સહુ સમાજને રે;
કહો કોણ ત્રિયા બેઠી કુંવર સંગ. માટે. ૧૧

સાખી.

સભાજનો સહુ સાંભળી, ઇણ વિધ બોલે બોલ;
હસ્ત લંબાવી ચિંધતા, ત્રિયાનો ઘટાડી તોલ.
ઝવેરચંદ તણી સુતા તેને જાણવી રે,
*અધુના થઈ પાટવી ઘરનાર. માટે. ૧૨

* હાલમાં.

સાખી.

સુણી સભાજન વાતડી થયો મોતિચંદ જાણ,
કીધો કુટીલ કલ્પના પાટવી પાપી અજાણ.
શીયળવંતી તે છે વનીતા નિશ્ચય માહરી રે;
જાણે કુશોલા તેને સહુ સમાજ. માટે. ૧૩

સાખી.

પ્રબળસિંહ કહે નૃપને તેડો અહિં તસ તાત;
જણાવું અંતર વાતડી, વચણો કહી વિખ્યાત.
નૃપતિ તણે આદેશે સુભો ત્યાથી ઉઠીગો રે,
ઝવેરી હસ્ત ગ્રહો લાવ તે સન્મુખ. માટે૦ ૧૪

સાખી.

દીન વ્હનો તે થતો નમ્યો પ્રબળસિંહ પાય;
અધોમુખે ઉભો આગળે, લજ્જીત થતો તે ત્યાંય.
કહે પ્રબળસિંહ સુણજો તમે શેઠજી રે;
મુજથી થશો ના જરી ભયભ્રાંત. માટે. ૧૫

સાખી.

બેઠી કન્યા આ આસને, પાટવી તણી સંઘાત;
છે શું ? સુતા તુમ તણી, પ્રગટ કરી દો વાત.
વળતું વિમાસી શેઠ ત્યહા ત્યાં બોલીયો રે;
થઇ મુજ કુલમાં કન્યા તે ચંડાળ. માટે. ૧૬

સાખી

વિણઠી સુતા જે હિનથી, કરી કીર્તિ સંહાર;
નામ ગમે નહિ તેહનું, કોઈ પળે નિરધાર.
કીધું ઝેરી જીવન ખરેખર માહરૂં રે;
જોતાં પ્રગટે મુજને દુઃખ આગ માટે. ૧૭

સાખી.

કર્યો વિસર્જન શેઠને, જઇ બેસે નિજ સ્થાન;
તેડાવે ત્રિયા માતને, પ્રગટ કરી વિજ્ઞાન.
હુકમે થતી લજ્જાળુ આવી તના માવડી રે,
મર્યાદે ઉભી પ્રબળસિંહની પાસ. માટે ૧૮

સાખી.

હું પૂછું બાઇ આપને, થતાં અતિ મન ખેદ;
બેઠી બાળા આ આસને, જણાવો તેહના ભેદ.
કોણ જનુનાની કુખે તેણી ઉપની રે,
લોપા બેઠી; ઉભય કુળની લાજ. માટે. ૧૯

સાખી.

પ્રબળસિંહ પ્રત્યે તે કહે, જોડી યુગમજ હાથ;
વૃતાંત જણાવું તેહનું, સુણો સર્વોપરી નાથ.
પતિત કર્મે તે તો કન્યા રૂપે ઉપની રે,
મુજને કુખે લઇને અવતાર. માટે. ૨૦

સાખી.

તુમ સંગાતિ શેઠજી, સર્વ ગુણે શિરદાર;
પરણી હતી તે પાપણી, તેજ પતિની લાર.
મુકી મર્યાદા નૃપ પ્રજાહિ દેખતાં રે,
થઈ અમકુલે કન્યા તે અંગાર. માટે. ૨૧

સાખી.

પ્રબળસિંહ વળતું વદે, ધુણાવી નીજનું શીષ;
જુલ્મ થયો આ જગતમાં, અહો અહો જગદીશ.
મમ પ્રાણ થકી પણ પ્યારા છે આ શેઠજી રે,
તેની ત્રિયા વંઠી કુંવર સંગ માટે. ૨૨

સાખી.

બેઠી કુંવર સંગ પાપણી, તાણી તું લાંબી રે લાજ;
જીવતાં નસોડાં તાહરાં, કાઢું ખરેખર આજ.
અહિંનું રાજ્ય જોતાં દીસે પોપાબાઈનું રે;
ચલાવી દીધી તેથી પોલમપોલ. માટે. ૨૩

સાખી.

મા બાપે નવ ઓલખી, સુજમન વિસ્મય થાય.
સતકારી કહે તેહને, સુખે સધાવો બાઇ.
મયવર ગતિએ ત્યાંથી તુરત સંચરીરે;
બેઠી જઈ મહિલા પરિષદ માંહી. માટે. ૨૪

સાખી

સર્વ સભા વિસ્મયપામે, વિમાસે ચિત્ત મોઝાર;
શા કારણ ભણી તેહની, પૂછા કરે વારંવાર.
તર્ક વિતર્કો પુરીજન ઉરમાં ઉદ્ભાવે રે,
પ્રબળસિંહને પ્રગટયો શો વિચાર. માટે. ૨૫

સાખી

પ્રબળસિંહ તેણે સમે પ્રગટ કરે અશુર;
થયો ઉજમાળ ત્યાં કણે, છળબળ કરવા દુર.
અરૂણ નેત્રો કરી સિંહાસનથી ઉતરે રે;
હેમ તણી છડી ગ્રહીને નિજ હાથ. માટે. ૨૬

સાખી

લીધા સંગે બે ફિરસ્તા, આપી ચાબુક હાથ;
આદેશ કર્યો પ્રહારનો, સજ્જ થશો તે સાથ.
મનચિંતીત વાત જણાવી વિનોદથી રે;
ચાંપે ચાલી જાયે નટની પાસ. માટે. ૨૭

સાખી.

આવી સનમુખ આગળે, કહે કરી મહા કોપ;
તું ત્રિયા મમ મિત્રની, મર્યાદા કીધો વિલોપ.
ભરી સભામાંહી બેઠી ઉચે આસને રે;
લજ્જા રાખી નહિ પતિની લવલેશ. માટે. ૨૮

સાખી.

કર્મ ચંડાળ તું કામીની, વિપરિત કીધું તેં કાજ;
પરનર સંગે બેસતાં, આવી ન તુજને લાજ.
હળાહળ ઝેર પ્યાલો, જન્મ સમે પાયો નહિ રે;
તુજ માત તાતે દયા રાખી હલ. માટે. ૨૯

શિખરિણી છંદ.

કુળાંગારા જન્મી જનક જનનીનો સુયશ હર્યો,
પછી શાને પેટે ઉભય કુળનો અસ્તજ કર્યો;
ડશ્યો ના ઝેરી જે ફણિધર તને કુપિત થઈ,
મરી ના કુમોતે નફટ કુલટા જીવતી રહી.

સાખી.

જોતાં પણ તુંને પાપણી પ્રગટે મુજને દ્વેષ,
મુજને લાઝમ છે નહિ, તુજ મુખ જોવું લેશ.
તેમ છતાં મિત્રતણી ત્રિયા જાણી કરી રે;
તુજ મુખ જોવા આવ્યો છું આ વાર. માટે. ૩૦

સાખી.

શાને તાણી લાજને, લજ્જાળુને હોય લાજ;
પટઘુંઘટ દુરે તજી, મુખ દેખાડી દે આજ.
નહિંતર નિશ્ચે કાળ મુને તું જાણજે રે;
તુર્ત કરૂં તુજને અહિં ઠાર. માટે. ૩૧

સાખી.

પ્રબળસિંહનાં સાંભળી વચણુ અતિ વિકરાળ;
થરથર કાયે કંપતો; નટને પડી મન ફાળ.
ખરેખર ખુટી ગઇ છે, આજે મારી બાજરી રે;
પ્રગટયાં કીધાં છલબલનાં તે પાપ. માટે ૩૨

સાખી.

છલ છુપાવા કારણે, કરે અધોદિશ મુખ;
સંકોચે નટ લાજને, કૃત્ય કરી મહા રૂખ.
તે સમે સૂબો આવ્યો ત્યાં શિરદારનો રે;
હાજર થયો ગૃહિને હથિયાર. માટે. ૩૩

સાખી.

દારૂણુ શબ્દો સાંભળી, નટ જાણે નિજ કાળ;
ક્રોધારૂણુ કરી આંખડી, ભૃગુટી ચડાવી ભાલ.
કહે પ્રબળસિંહ તતક્ષણુ લાંબી લાજને રે;
પ્રસિદ્ધ કરવા પાપી જનની જાળ. માટે. ૩૪

સાખી.

નિચ નટાવો તે ક્ષણે, વ્યાકુળ અતિશે થાય;
વ્યાપ્યો જ્વર તે અંગમાં, મળે ન કોઈ સ્હાય.
પતિત કર્મો કીધાં જીવ એકીલો ભોગવે રે;
ઉદય કાળ ાવે જેણી વાર.

સાખી.

સભાજનો સહુ ચિંતવે, નટનો જોતાં ખ્યાલ;
પ્રબળસિંહ તે કોપીયા, થશે ત્રિયા બેહાલ.
નજરે નીરખી જન મન રંજન ત્યાં થતા રે;
જાણી કુટિલ કન્યાનો વ્યવહાર. માટે. ૩૬

સાખી.

માત પિતા પણ તેહનાં, બેઠાં સભા મોઝાર;
વિષમ દૃષ્ટિએ દેખતાં, દેતાં સુતાને ધિક્કાર.
પાપીષ્ટાએ કલંકીત કીધું કુળને રે;
પ્રબળસિંહ પ્રગટાવે ફૂળ આજ. માટે. ૩૭

સાખી.

સાડી ફાડી ત્રોડીને, મુખ પર મારે માર;
ત્રિયા તણા તે વેશને, કીધો તિહાં અપહાર.
પુરૂષ વેશે રાજ નટાવો નીકળ્યો રે;
પુરી જન જોતાં થયાં વિસ્મયકાર. માટે૦ ૩૮

સાખી.

પ્રગટ્યો નટાવો રાજનો, ત્રિયા વેશ ધરનાર;
ગજબ કર્યો આ પાપીએ, સતી સંતાપણ હાર.
લોપી મર્યાદા મિત્ર તણી ઘરનારની રે;
પટ ઘુંઘટ તાણી તે અનુહાર. માટે૦ ૩૯

સાખી.

ઝવેરી તનુજા જાણવી, શિયલે તે ગુણવંત;
નિર્મળી તે તનમને, કરે ન લજ્જાનો અંત.
ઝવેરચંદ કુળમાં કન્યા રત્ન ઉપની રે;
ગુણસુંદરી તે વંશ દીપાવણહાર. માટે૦ ૪૦

સાખી.

ઉપવને તે મેદિની, મનમાં થઈ નિઃશંક;
આસ્વાદે ફળ પાપનાં, નટ પોતે થઈ વંક.
ધિક્ક ધિક્ક નટવા જન્મ તારો જાણિયે રે,
થયો તું તો ભૂમિતળને ભાર. માટે૦ ૪૧

સાખી.

જણાયું છળ કુંવરનું, પરહરતાં નટ વેશ;
ઘટ ફુટયો હવે પાપનો, વ્યાપ્યો સહુને દ્વેષ.
પટાંતર બેઠી જુવે કુંવર રાણીયું રે,
સ્નેહી મનમાં પ્રગટે છે સંતાપ. માટે૦ ૪૨

સાખી.

ફિટકારી તે પાપીને, પ્રગટ કરે તે ઠાય;
ઉપાલંભી કહે તેહને, પ્રબળસિંહ મહારાય.
કુંવરે બાંધી કેવી કુત્રીમ જાળને રે,
મિત્ર પત્નીને ચડાવ્યું શિર આળ. માટે૦ ૪૩

સાખી.

ઝવેરી ઝવેરચંદની, કુલીન કન્યા ગુણવંત;
તાસવેશ અંગે ધર્યો, રચ્યો પ્રપંચી તંત.
કાજ અવિચારી કરતાં નટ લાજ્યો નહિ રે;
વર્તાવ્યો છે સતીપર કાળો કેર. માટે૦ ૪૪

સાખી.

એમ કહી નિજ હસ્તથી, કર્યો છડીના પ્રહાર;
આસનથી ધરણી ધસ્યો, મૂર્ચ્છિત થતાં તેવાર.
તાડન કીધું નટને સૌ જન દેખતાં રે,
રોમે રોમ પ્રગટયો નટને ત્રાસ. માટે૦ ૪૫

સાખી.

હુકમ કરે તેણે સમે, સુબા તણો સરદાર;
પુરણ કરો આ પાપીને, ચાબુક તણો પ્રહાર.
આદેશ સુણતાં સુબો તુરત તેહને રે,
કરતો તાડન બહુ વિધ ત્યાંય. માટે૦ ૪૬

સાખી.

પ્રબળસિંહ તેણે સમે, આવે કુંવરની પાસ;
આવ્યો નિરખી નજીકમાં, પામ્યો પાટવી ત્રાસ.
ક્રોધી થઈ પ્રબળસિંહ કહે તે કુમારને રે,
ચઢાવ્યું તેં સતી પર કુડું આળ. માટે૦ ૪૭

સાખી.

નૃપતિ તણો તું સુત થઇ, વિપરીત કર્યો વિચાર;
માતપિતુ તેં લજાવિયાં, નીચ કર્મો કરનાર.
સ્વાધીન વર્ત્તે પરણી સર્વે રાણીયો રે,
તેમ છતાં તેં રચી પ્રપંચી જાળ. માટે.

સાખી.

તસ્કર ગ્રહ સંધિ વિષે, કમલ કોરણી કીધ;
સ્વકર્મે બંધન પામિયો, પ્રગટી બુદ્ધિ પ્રસિદ્ધ.
શેઠ શેઠાણી મળી તિહાં એકઠાં રે;
તસ્કર અંગથી ઉતારી છે ખાલ. માટે. ૪૯

સાખી.

પુરણ દુઃખ તે પામીયો, થયો ત્યાં મૃત્યુકાળ;
તે સમ આજે તુજને, કરૂં પાટવી બેહાલ.
ઉપાલંભ આપી તેહ કુમારને રે,
તાડન બંધન કરશે બહુ ત્યાંય. માટે. ૫૦

સાખી.

એવું જાણી પ્રાણીયા ચાલો ન અનીતિ પંથ;
નહિંતર પીડા પામશો, આવે નહિ ભવઅંત.
ઢાળ કહી તે ષડ્દશમી શ્રોતા કારણે રે,
થઇ આંબાજી અંગે ઉજમાળ. માટે૦ ૫૧

દોહરા.

ક્રોધી થઇ કુમારનો, કર્યું અહો જે વાર;
જાણી ભયાનક તેહને, થરથર કંપે કુમાર. ૧

સપ્ત ભયમાંહિ મોટકો, મરણ ભય મહા ક્રૂર;
ગાત્ર કંપાવે સર્વનાં, હો કાયર વા શૂર. ૨
માત પિતાદિ દેખતાં, કરશે કાંતો અંત;
કૃત કર્મો આવી નડયાં, બાંધ્યો દુઃખદા તંત. ૩
કર્મ કીધાં તે ભોગવે, જીવ સદા સંસાર;
અશરણ થઇને આપદા, કર્મે સહે નરનાર. ૪
કરતાં કર્મ ચેત્યો નહિ, વિણુઠી સર્વે વાત;
પુરીજન સર્વે પેખતાં, કીધું છળ વિખ્યાત. ૫
કરી છળ બાજી [1]સુખડીયે, ઘેવર ગુપ્તજ કીધ;
પુત્ર પ્રિયાને પૂછતાં, પોતે થયો પ્રસિદ્ધ. ૬
ઘેવર ખાધા ખંતથી, તનુજ ત્રિયાયે તેહ;
સહે કષ્ટ તે સુખડીયો, તાડન કરી તસ્સ દેહ. ૭
પ્રગટયાં ફળ ત્યું પાપનાં, કુંવરતણાં નિરધાર;
તાડન બંધન તેહને, કરશે અપરમપાર. ૮
ક્રોધાવેશે ધમધમી, પ્રબળસિંહ શીરદાર;
ફીટકારી ત્યાં તેહને, મારે મુષ્ટી માર. ૯
ધસ્યો ધરણીતળ ઉપરે, અશરણ થયો કુમાર;
હણે પ્રબળસિંહ તેહને, કરી [2]પાદ [3]છડી પ્રહાર.૧૦
ઉભા આગળ ફિરસ્તા, હસ્તે ગ્રહી હથીયાર;
હુકમ કરે અતિ આકરો, મારો ચાબુક માર. ૧૧

૧ દ્રષ્ટાંત છે. ૨ પગના. ૩ છડીના.

આદેશે શીરદારને, થયો સુબો ઉજમાલ;
[1]કસ પ્રહાર કરી તાડતો, પાપી થયો બેહાલ. ૧૨
સભાજનો સહુ પેખતાં, ઉદ્દભવ થતાં પ્રમોદ;
પામ્યો શિક્ષા પાટવી, જનમન થાય વિનોદ. ૧૩
રાજારાણી સર્વના, દીલમાં દુઃખ ગંભીર;
કષ્ટ પાટવી પામિયો, જોતાં રહે ન ધીર. ૧૪
રહી પટાંતરે રાણીયું, પેખે પતિનો ખ્યાલ;
ચિંતાળુ સહુ સુંદરી, થઈ તે અબળા બાળ. ૧૫
પ્રબળસિંહ તે નૃપને, કરડા કરીને નેણ;
દીયે ઉપાલંભ તેહને, વિરત્વા વદતો વેણ. ૧૬

## ઢાળ સતરમી.

રાગ—મુજપર ગુજરી પિતા પાદશાહ.

જાણી તુજ રાજ્યની, આજ ખરેખર રીતિ;
અનહદ ચલાવી, પ્રજા પ્રત્યે અનીતિ. જાણી૦ ૧
છે ઉત્તમ ગુણોયે શ્રેષ્ઠ વણિકની જાતિ;
તે પ્રવર આચારે, પામી ખલકમાં ખ્યાતિ. જાણિ૦ ૨
પાળે છે પરજંતુને, સ્વાતમ સમ તે જાણી;
છે કુલ સર્વોત્તમ, એમ વદે જન વાણી. જાણિ૦ ૩
જન્મિ છે એહ કુળમાં, પતિવૃત્તા તે નારી;
છે ઝવેરી સુતા તે, પ્રાણુથકી પણ પ્યારી. જાણિ૦ ૪

૧ ચાબખો.

તાસ વેશ કૃત્રીમ, ધર્યો નટાવે અંગે;
અવિચારી કીધો ઉપાય, કુંવર તણી તે સંગે. જાણું૦ ૫
ઝવેરચંદ તણી, માન મર્યાદા ત્રોડી;
કર્યું કલંકિત કુળ, લજ્જા સર્વ તેં છોડી. જાણું૦ ૬
શ્રેષ્ઠી છે મુજ સ્નેહી, ચિરકાળથી સંઘાતી;
છે જીગર પરસ્પર, પ્રીત વૃદ્ધિંગત થાતી. જાણું૦ ૭
મુકી તેં મિત્ર મર્યાદા, તાસ ત્રિયા નવ જોઇ;
ઉજ્વળ કુળ તણી તેં લાજ, આજ ખરેખર ખોઈ. જાણું૦ ૮
નિરખ્યો ના નટ નેત્રથી, ત્રિયાવેશ તે ધારી;
છતાં કુંવરને આણુ, દીધી અવિચારી. જાણું૦ ૯
અંધાધુંધ ચલાવિ, રાજ્ય વિષે નૃપ ભારી;
અરે ના જોયું જરા તેં, ન્યાય દૃષ્ટિ પ્રસારી. જાણું૦ ૧૦
પુત્ર પ્રેમાંધ થઇને, લોપ્યો ન્યાયનો પંથ.
પણ પિતુ આદેશે, કરૂં અન્યાયનો અંત. જાણું૦ ૧૧
અદ્યપશ્ચાત કદિ તું, કાજ આવું નવ કરજે;
અન્યાય તણો તે પંથ, સદા પરહરજે. જાણું૦ ૧૨
કીધી આજ્ઞા પિતુયે, લહું જો હું સ્વીકારી;
પદભ્રષ્ટ કરી તુંને, રાજ્ય કરૂં અપહારી. જાણું૦ ૧૩
પણ તજું ના મર્યાદ, દયા દૃષ્ટિ દિલે ધારી;
કીધી તકશીર તણી, બક્ષીસ કરૂં આ વારી. જાણું૦ ૧૪

ઉપાલંભી એમ નૃપને, દીધી શીખ સુખકારી;
સભાજનો સહુ સાંભળી, થયાં વિસ્મયકારી. જાણું૦ ૧૫

દોહરા.

પ્રબળસિંહનાં નૃપતિ, સુણતાં વચણુ રસાળ;
વામ્યો ભય તે ભૂપતિ, કરી કથનનો ખ્યાલ. ૧
નમ્ર થઈ ઉભો ભૂપતિ, પ્રબળસિંહની પાસ;
બેઉ કરજોડી ઉચ્ચરે, એક સુણો અરદાસ. ૨
દીલ દિલાવર આપનું, દયાતણા ભંડાર;
રહેમ રાખી મુજ ઉપરે, તુમ ગુણનો નહિ પાર. ૩
ભલે પધાર્યા રાજ્યમાં, સર્વતણા શીરદાર;
નિર્મૂળ કરી મુજ ભૂલને, દીર્ઘદ્રષ્ટિ કરનાર. ૪
કરી કુબુદ્ધિ કુંવરે, પુત્ર થયો મહાવંક;
પ્રગટ થતાં નટ પાપીયો, મુજ મન થયું નિઃશંક. ૫
વંચ્યો ખરેખર મુજને, સભાતણી મોઝાર;
કુંવર નટાવો નિવડયા, મહત છળ કરનાર. ૬
શિક્ષા કરી તુમે સુંદરુ, કસાહિ કરી પ્રહાર;
પાપીને ફળ પાપનાં, મળ્યા ચખાવણહાર. ૭
એમ કહિ તે ભૂપતિ, હુકમતણે અનુસાર;
બંધાવ્યો ત્યાં તતક્ષણે, પાટવીને નટ લાર. ૮
નિર્મળ ત્રિયા તુમ મિત્રની, પરનરથી અવિકાર;
કિહાં હશે તે સુંદરી, શીયળ ગુણો ધરનાર. ૯

જન મન તલપે સર્વનાં, જોવાને નિરધાર;
પ્રગટપણે તે પેખવા, મુજ મન પૂર્ણ પ્યાર. ૧૦
ચિત્તમાં વિમાસી તે સમે, પ્રબળસિંહ સુજાણ;
મનહર તંબુ તણાવિયો, સભા તણે તે ઠાણ. ૧૧

## ઢાળ અઢારમી.

રાગ—આદર જીનક્ષમા ગુણ આદર.

કહે પ્રબળસિંહ નરવર પ્રત્યે, ધારણ કરી મનધીરજી
ઉત્પન્ન થઇ હશે નટને જોતાં, જનમનશંકા ગંભીરજી
કહે પ્રબળસિંહ નરવર પ્રત્યે, એ આંકણિ. ૧
પુરિજન સર્વે અહિં આવીરે મળિયા,
ઉપવન તણી મોઝારજી, પણ દિશે નહિં મિત્રપત્ની તે
જોતાં પ્રજા પરિવારજી. કહે૦ ૨
અનુગ્રહ જાણી આજે નૃપ તમારો, પ્રગટ થશે મિત્રનારજી
માત પિતા તેના સંતુષ્ટ થાશે,
પુત્રી પેખે જેણી વારજી, કહે૦ ૩
નિઃશંક થશે મન તાસ પતિનું, જોતાં પરણિ નિજ પ્યારીજી
દંપતી જોડલું નયને નિહાળી,
રંજન થશે નરનારીજી, કહે૦ ૪
એમ કહિ ત્યાંથી પ્રબળસિંહ જાવે, તંબુમાંહિ એકાએકજી.
વિશુદ્ધ કીધું તેણે માવિત્રકુળને,
હિમત ધારી છેકજી, કહે૦ ૫

પ્રબળસિંહનો ત્યાં વેશ ઉતારે, સુંદરી રૂપે મનોહારીજી,
પરીહાર કરી તે ઝરકશી જામો
સાડી સજી મનોહારીજી, કહે૦ ૬
તજ્યો સર્વે ત્યાં સ્વાંગ પુરુષનો,
ધારણ કર્યો ત્રિયા વેશજી, તતપરથઇ છે સુંદરીરે ત્યાંથી,
ધારી તેહ હર્ષ આવેશજી, કહે૦ ૭
[1]આદર્શ માંહિ તેણે વપુ વિલોકી,
સજ્જ્યો દિવ્ય શણગારજી, ગજવર ગતિયે બાહિર નિકળી,
રૂપેરતિ અનુહારજી, કહે૦ ૮
આટોપી લીધો તે સેવક પુરુષે, તંબુ આજ્ઞા અનુસારજી,
પ્રબળસિંહ સ્થાને નિરખી તે નારી,
દેવકન્યાં અવતારજી, કહે. ૯
શીયળ ગુણે તે સુંદરી સોહે, જ્યોત જોતાં ઝળકારજી,
રાજા પ્રંજા સહુ તેહને જોતાં,
થયાં તે વિસ્મયકારજી, કહે૦ ૧૦
મંદમંદ ગતિયે ચાલી તે સુંદરી,
આવી નૃપતિ તણી પાસજી, ગુણસુંદરીના માતપિતાને,
વ્યાપ્યો મન હુલ્લાસજી, કહે. ૧૧
ધારણ કરી ધીર પ્રબળસિંહ વેશે,
કુળમાં કીધો ઉદ્યોતજી, ધન્ય સુતા તે દિનમણી સરખી;
પ્રગટી ઝગમગ જ્યોતજી. કહે. ૧૨

૧ દર્પણ.

તાડન કીધું તેણે દુષ્ટ જનોને,
નાખી પાપી મુખ ધૂળજી, નિર્મળ વંશ કતી થઇ કન્યા તે;
કલંક કર્યું નિર્મૂળજી. કહે. ૧૩
કૃતાર્થ થયો ખરે જન્મ હમારો,
જોતાં સુતા ગુણવંતજી, તનુજા જામાતને જોઇ તે વારે;
દંપતી દિલે હર્ખંતજી. કહે. ૧૪
નૃપતિ તણી તે સન્મુખે આવી;
ઉભી બેહુ કરજોડજી, માગે ક્ષમાપના કોમળ વચને;
નરવર પાસે માન મોડજી. કહે. ૧૫
સવંત ઓગણિશે હાલારી તહેંતેરે,
ચેલામાં રહી ચોમાસજી, આંબાજી કહે અષ્ટાદશમી ઢાળે;
સુણતાં શ્રોતાને હુલ્લાસજી. કહે. ૧૬

---

દોહરા.

મોતિચંદ તે ચિંતવે, અંતરગત મનમાંય;
આશ્ચર્ય કર્યો નર નારને, વેશ સજી સુખદાય. ૧
નિર્બળ બાળા જગતમાં, કહેત કવિજન લોક;
પ્રગટ્યું સતીત્વ શુરથી, જોતાં પુરીજન થોક. ૨
સ્રી રાખે ઘર રાયને, પુરાણિ વાત પ્રસિદ્ધ;
હિંમતવંત મુજ સુંદરી, ઉલટ પાલટ તે કીધ. ૩

પ્રથમ વિલોકી પ્રેમદા, ભૂપને ભૂપાનાર;
ઉભય કુળ ઉજ્વળ કર્યાં, વર્ત્યો જયજયકાર. ૪
સફળ થયાં સર્વ માહરાં, તનધનયોવન આજ;
પરમ પવિત્ર મમ માનની, સિઝયાં વાંછિત કાજ. ૫
શીયલવંતી તે સુંદરી, નિજ વિતકની વાત;
યથા તથ્ય તે વર્ણવે, વચન વદિ વિખ્યાત. ૬

## ઢાળ ઓગણીશમી.

રાગ—સુગ્રીવ નગર સોહામણું.*

પાય પ્રણમી કહે રાયને જીરે, ગુણસુંદરી તેરે બાઇ,
અવજ્ઞા કરી મેં આપની જી રે, દ્વેષ અતિશે લાય;
હો રાજન સુણો મુજ વીતક વાત. એ ટેક. ૧
મુજ પિયુ ગયા જે દિનથિ જીરે, વિદેશ તણી મોઝાર;
રહેતી સદા મુજ મંદિરે જીરે, સાચવિ શુદ્ધ આચાર.
હો રાજન. ૨
તેહ સમય ત્યાં, વિદ્યાધરીજીરે, નીકળી ગગનને પંથ;
નિરખી મુજને મહેલમાંજીરે, આવી મળી ધરી ખંત.
હો રાજન. ૩

*શું કહું કથની મારી તેમાં ચાલશે હો રાજ શી કહું સ્થિતિ મારી હું તો કર્મની આગળ હારી હો રાજ. શી કહું. એ ટેક.

જિનવર ધર્મની વાતડીજીરે, સંભળાવી તેની પાસ;
વિદ્યા અનુપમ મુજને જીરે, અર્પી ગઇ તે ખાસ.
હો રાજન. ૪
પ્રભુ ધ્યાને દિન ગાળતી જીરે, રાખિ જૈન ધર્મમાં ખ્યાલ;
કુબુદ્ધિ કરી તુમ કુંવરેજીરે, ચઢાવ્યું મુજને આળ.
હો રાજન. ૫
નટ છળબાજી જોઇનેજીરે, ક્રોધિ થયા મુજ તાત;
ફિટકારી ગયા મુજને જીરે, થઈ હું ભયભ્રાંત.
હો રાજન. ૬
દોષ નહિ તેમાં તાતનો જીરે, દુઃખદાઈ કર્મ કરાર;
પુરિજન મુખથી સાંભળ્યો જીરે, મુજ કર્મ વિસ્તાર.
હો રાજન. ૭
સાંભળતાં મુજ ઉપરે જીરે, થયો વજ્ર સમ ઘાત;
ઢળી પડી ધરણિ તળે જીરે, દૈવે મારી લાત.
હો રાજન. ૮
માત પિતા વિમુખ થયાં જીરે, રહ્યું ના કોઇ સહાય;
ઉત્પાત અતિશે ઉદ્ભવ્યા જીરે, તે જાણે છે જીન રાય.
હો રાજન. ૯
તે દિન દુઃખમે નિર્ગમ્યો જીરે, વહેતાં નયને રે નીર;
પતિ રહ્યા પરદેશમાં જીરે, દિલડે દુઃખ ગંભીર.
હો રાજન. ૧૦

અણચિંત્યો આવિ મુજને જીરે, કરશે તે અપહાર;
વ્યાકૂળ થયું ત્યાં માહરૂં જીરે, મનડું અપરમપાર.
હો રાજન ૧૧
અસ્ત થયો જબ દિન કરુ જીરે, રહિ ના મુજનેરે ધીર;
મમ પીયુ રજની સમે જીરે, આવ્યા જલધિ તીર.
હો રાજન. ૧૨
નાંગર નાખી તે આવિયા જીરે, જોવા મુજ વ્યવહાર;
આવી ચડયા મુજ મહેલમાં જીરે, અણચિંત્યા તે વાર.
હો રાજન. ૧૩
મધ્ય રજનીમાં મુજને જીરે, દુઃખણી દિઠીરે ત્યાંય;
મુખ ભીંજવતી નયનોદકે જીરે, જોઇ કરુણાળુ થાય.
હો રાજન. ૧૪
આવી પૂછયું મુને દુઃખનું જીરે, સર્વે કહ્યું વરતાંત;
સત્ય વૃત્તાંત કીધા છતાં જીરે, શંકિત થયા મુજ કંથ.
હો રાજન. ૧૫
નિરાધાર થઈ તે સમે જીરે, કર્યો મન હાહાકાર;
પતિ પણ શંકિત થયા જીરે, પ્રાણ કરૂં પરિહાર.
હો રાજન. ૧૬
આપદ કાળમાં કો નહિ જીરે, દુઃખ ધરતી અસરાળ;
પડવા ધરણી મહેલથી જીરે, તે સમે કીધો મેં ખ્યાલ.
હો રાજન. ૧૭

કલંક સહિત મરવું નહિ જીરે, કરવો કંઈક ઉપાય;
નિર્મળ કરૂં મુજ વંશને જીરે, લઈ અનુકૂળ દાય.
હો રાજન. ૧૮
શીયળ પ્રભાવે મુજને જીરે, પ્રગટયો એહ વિચાર;
પ્રબળસિંહનો વેશ સજી જીરે, કુળનો કરૂં ઉદ્ધાર.
હો રાજન. ૧૯
ચિંતિત જણાવ્યું નાથને જીરે, કથન કરી વિખ્યાત;
વળતું કહ્યું ત્યાં તે ક્ષણે જીરે, કઠિન હિશે તે વાત.
હો રાજન. ૨૦
ધૈર્ય ધરી કહ્યું પીયુ ભણી જીરે, *સત્યને નહિ કાંઈ આંચ;
સતીત્વ બતાવું વિદ્યા વડે જીરે, સહુ જન જાણે સાચ.
હો રાજન. ૨૧
વયણ સુણી તે માહરાં જીરે, આપી પતિયેરે સાજ;
નાવે જઈ પ્રબળસિંહ તણો જીરે, ધારણ કર્યો તે સ્વાંગ.
હો રાજન. ૨૨
છળ પ્રગટયું તે નર તણું જીરે, જોતાં સઘળી સમાજ;
છડી ગ્રહી મેં મોટા તણી જીરે, કલંક નિવાર્યું આજ.
હો રાજન. ૨૩

---

* મહાત્મા ગાંધીજીના શબ્દો, જો સત્ય અને પવિત્રતા એવી વસ્તુ દુનિયામાં હોય તો હું નિઃશંક કહેવા ઇચ્છું છું કે સ્ત્રીમાં પોતાની રક્ષા કરવાની પૂરતી શક્તિ પડેલી છે.

પાટવીને જન દેખતાં જીરે, શિક્ષા કરી મેં ક્રુર;
અવજ્ઞા કાધી તેમ આપની જીરે, વચન વદિ નિષ્ઠુર.
હો રાજન. ૨૪

કલંક નિવારણ કારણે જીરે, વેશ સજ્યો નિરધાર;
અવર કારણ કંઇ છે નહિ જીરે, પ્રજાતણા શીરદાર.
હો રાજન. ૨૫

પ્રજા પાળક છો રાજવી જીરે, સર્વ તણા શીરતાજ;
અપરાધ કર્યો જે આપનો જીરે, ક્ષમા કરો મહારાજ.
હો રાજન. ૨૬

કલંક જતાં કુશીળ તણું જીરે, મુજ મન હર્ષ અપાર;
દેહાત શિક્ષા કદી આપશો જીરે, વિષાદ નહિ લગાર.
હો રાજન. ૨૭

સભા વિષે એમ સુંદરી જીરે; વદિ તે વેણ રસાળ;
વૃતાત સુણતાં સતી તણું જીરે, વિસ્મય થયો ભૂપાળ.
હો રાજન. ૨૮

તાસ માત પિતા રંજન થયાં જીરે, જોતાં સુતાનું રે શૂર;
ઢાળ ઓગણિસમી કહી જીરે, આંબાજી થઇ સનૂર.
હો રાજન. ૨૯

દોહરા.

હર્ષીત થતો તે ઉતર્યો, આસન થકી નરનાથ;
નૃપતિ નમ્યો તે બાઇને, જુગતે જોડી હાથ. ૧

ભરી સભામાં ભૂપતિ, વદે મનોહર વાણ;
શીયલવંતિ ધન્ય સુંદરી, તુમે સતીગુણ ખાણ. ૨
સંતુષ્ટ થઇ તે બાઇને, નાખ્યો કંઠે હાર;
સુરનર વંહિત બેનડી, શીયલ ગુણે શીરદાર. ૩
વણિક વંશે જન્મી કરી, પાવન કર્યું મુજ પુર;
વદન વિલોકી આપનું, જનમન હર્ષાતુર. ૪
પીયુ વસ્યા પ. દેશમાં, તજી તમને ઘરદ્વાર;
યૌવન વેશે સાચવ્યું, શીયલ સદા સુખકાર. ૫
શીયળેવંતિ જે સુંદરી, વસુધાતળ મોઝાર;
સુરપતિ સરખા તેહને, નમન કરે નિરધાર. ૬
શીયળે ધૈર્ય સંપજ્યું, કીધો જશ વિસ્તાર;
શીયળ સમું જગ કો નહી, ભવદવ ઠારણ હાર. ૭
કરી શિક્ષા બેહુ પાપીને, ધારણ રાખી ધીર;
અદ્ભુત હિંમત તેં ધરી, માર્યો મર્દિક મીર. ૮
સ્વાધીન વર્ત્તે સુંદરૂ, પરણી સઘળી નાર;
તેમ છતાં સતી રૂપમાં, મોહ્યો કુટીલ કુમાર. ૯
કરી જશ હાની જગ્તમાં, વંશ લજ્જાવણ હાર;
પાપી પ્રગટયો પાટવી, કુળ કાળું કરનાર. ૧૦
અરુણ કરી નૃપ આંખડી, વયણ વદે વિકરાળ;
સૈન્ય તણા શીરદારને, આદેશ દીયે ભૂપાળ. ૧૧

વંચ્યો મુજને છળબળે, વસતા પુર મોઝાર;
સત્વર કરો કુમારને, નટ સંગે સંહાર. ૧૨

---

## ઢાળ વીશમી.

રાગ–એક દિવસ રૂખમણી હરિ સાથે.

હુકમ સુણી તદા નૃપતિ કેરો, સદ્ય ઉઠયો શીરદારોરે;
ભરી સભા માંહિ જન સૌ જોતાં, કરવા બેહુને ઠારોરે;
હુકમ સુણી, એ ટેક. ૧
દુર્જન મુખ જોતાં સર્વે જનોને, પ્રગટે છે બહુ દ્વેષો રે;
પહેરેગીરોને તે સુખે જણાવ્યો, નરવરનો આદેશોરે.
હુકમ. ૨
માન મર્યાદા હિણુ દુષ્ટ જનો તે, થયા કરી અવિચારોરે;
કરાવી દ્યો તુર્ત નટ કુંવરના, પ્રાણ તણો પરિહારોરે.
હુકમ. ૩
સતી તણો તે અપહાર કરવા, રચી પ્રપંચી તે જાળોરે;
પામ્યા તે કટુફળ કર્મે કરીને, બાંધિ પાપતણી પાળોરે.
હુકમ. ૪
શિક્ષા કરી અલ્પ પાપીજનોને, સતી થઈ અધિરાજ રે;
સઘળા મળી તુર્ત ઠાર કરી દ્યો, જણાણી ધૂર્તતા આજરે.
હુકમ. ૫

હુકમ સુણી એવો શીરદાર કેરો, સર્વે થયા તૈયારોરે;
તાંસીરો કરવા ગોળી તેવારે, ભરી બંધુક મોઝારોરે;
હુકમ. ૬

જોડાજોડે બેહુ બાંધીરે રાખ્યા, નટ શઠ કુમારોરે;
સિરબંધિ સર્વે સજ્જ થઇને, તાકી બંધુક તે લારોરે;
હુકમ. ૭

થર થર કાયા કંપી કાયરની ત્રાસીત થયા તે વારોરે;
મરણ સમું કોઇ દુઃખ ન મોટું, એમ કહે શાસ્ત્રકારોરે.
હુકમ. ૮

## અભ્યંતર ઢાળ એકવીશમી.

રાગ–કહું છું કર્મ તણી એક કહાણી.*

ગદગદ કંઠે થતો કુંવર તે, ભીતિ ભયંકર આણિજીરે;
ભરી સમાજમાં સંતાપ કરતો, નિંદિ કર્મ તણી કહાણિજીરે;
નિસુણો જન સુજાણિજીરે, કર્મ છુટે નહિ પ્રાણીજીરે;
એ ટેક૦ ૧

નૃપતિ તણોરે હું સુત થઇને, કુડી કીધી કમાણીજીરે;
પરત્રિયા તણા રૂપે હું રાચ્યો, પરહરી પરણી રાણીજીરે;
સુણજો. ૨

* હો રાજ સ્થિતિ બની દુઃખકારી, હું તો જીવન ગયો છું હારી. હો રાજ. એ ટેક. શી કહું કથની મારી તેમાં ચાલશે.

ઇંદ્રિય જનિત વિષયને કાજે, હોવે છે જન અયાણિજીરે;
વિષય વિપાક દારુણ અંતે, કરે અતિશે હેરાણિજીરે;
સુણજો ૩

માન મર્યાદા નિજ કુળની રે લોપી, પદપદ પામે હાણીજીરે;
પાર પડે નહિ ઈચ્છા અંતરની, કામી પડે દુઃખ ખાણીજીરે;
સુણજો. ૪

શિખરિણી છંદ.

પરાયી પ્રિયાને ખલજન બની ચિત્ત ભજતા,
સતીને સંતાપી કુમરણવડે પ્રાણ તજતા;
જુઓ લંકા બંકો ગુણીયલ સતીને અપહરી.
ગયો નર્કાવાસે પ્રિયતર સુખોને પરહરી.

પરરમણી તણી પ્રીતજ કરતાં, ઉતરી જાય છે પાણીજીરે;
તાડન બંધન સહે બહુ અંગે, વિષય છે દુઃખ ઘાણીજીરે;
સુણજો. ૫

મુને કીધો ત્યું કુબુદ્ધિયે દુઃખિઓ, મુજ મતિ ભરમાણીજીરે;
નિર્દોષ બાળા પર આળ આરોપી, જશ તણી કીધી હાણીજીરે.
સુણજો. ૬

નરવર કુંવર હું લાડકવાયો, કટુ ન સુણી કદિ વાણીજીરે;
તેમ છતાં આજે સંકટ પામ્યો, જન જોતાં ઇણ ઠાણીજીરે,
સુણજો. ૭

સતી વેશ સજાવ્યો નટનેરે અંગે, વાત તેહ જણાણીજીરે;
પાપ છુપે નહિ કોટી ઉપાયે, સત્ય તે વાત પુરાણિજીરે.
સુણજો. ૮

કીધાં કર્મ ખરે મુજનેરે નડીયાં, જન્મ કીધો ધૂળધાણીજીરે;
મુજ પ્રાણ કાયા પરહરશે, હું છું પાપી પ્રાણીજીરે.
સુણજો. ૯
થયે એમ બોલતાં દિલગીર દિલે, ચિત્તની વૃત્તિ દુહાણીજીરે;
ધીરજ ધરે નહિ પાટવી કુમારો, નેત્રે અશ્રુ બહુ આણીજીરે,
સુણજો. ૧૦
પર પ્રિયાની ઇચ્છા ન કરશો, હિત પોતાનું તે જાણીજીરે;
ધન્ય ધન્ય જન્મ શીયળવંતાનો, આંબાજી કહે વખાણીજીરે.
સુણજો. ૧૧

---

## ઢાળ ઉપલી-વીશમી.

રાગ-તે એક દિવસ રૂક્ષમણી હરિ સાથે.

ધીરતારના પણ છાતી ધ્રૂજાવે, મરણ મહા ભયકારોરે;
માત પિતા તે જોતાં કુંવરને, કોઈ થાવે નહિ આધારોરે.
હુકમ૦-એ ટેક. ૧૦
કીધો ઉહાપો અતિ નૃપતિ સુતે, નિજાત્મ નિંદા તે વારોરે;
ચિંતાતુર થઇ રાણીઉં સર્વે, પીયુ જાણી તેહ પ્યારોરે.
હુકમ૦ ૧૧
રૂષ્ટ થયા ખરે નરવર આજે, કરશે પીયુનો અંતોરે;
દિલગીર થઈ એમ રાણીયું બોલે, કષ્ટ પામ્યા પુરણ કંથોરે.
હુકમ૦ ૧૨

હાસ્ય કરી સહુ પુરીજન ચિંતે, પાપી થયા નિરાધારોરે;
આદેશ ફરે નાહિં નૃપતિ કેરો, નિશ્ચય કરશે સંહારોરે.
હુકમ૦ ૧૩

અંતિમ સમો જોઇ સતી તે વારે, અંગે કરૂણાળુ થાઇરે,
અરજ કરે એક કર જોડીને, નૃપ પાસે હુલ્લસાઇરે.
હુકમ૦ ૧૪

વચન માગું રાજા આપની પાસે, નમ્રભાવે હસ્ત જોડારે;
બક્ષિસ કરો તુમે તકસીર તેની, નિર્ભયપણે દ્યો છોડારે.
હુકમ૦ ૧૫

કીધાં કર્મો નિજ આતમ સહે, વિભાગી થાયે ના કોઇરે;
આળના કર્મ તે વિણ ભોગવિયા, છુટકબારો ન હોઇરે.
હુકમ૦ ૧૬

પૂર્વ કર્મે ત્યું આળજ ચડીયું, મુજ શીરે નિરધારોરે;
આપ પ્રતાપે મેં આળ નિવાર્યું, બેહુનો કરો નિસ્તારોરે.
હુકમ૦ ૧૭

વયણ સુણી એવા સતીતણા, તે નૃપ અરજ સ્વીકારેરે;
કરુણાળુ થઈ રાજા નટકુંવરને, હણતાં તુર્ત નિવારેરે.
હુકમ૦ ૧૮

જય જયકાર વર્ત્યો તે સમે તિહાં, સહુ મન આનંદ થાવેરે;
રાણીયું કહે ધન્ય સતી દયાળુ, પ્રિય પીયુને બચાવેરે.
હુકમ૦ ૧૯

કુંવર નટ એમ માફી રે માગે, સતી પાસે શિશ નામેરે;
ધન્ય ધન્ય આજ જન્મ તમારો, પ્રાણ અર્પ્યા ઇણ ધામેરે.
હુકમ૦ ૨૦

અદ્‌ભુત વીરતા પ્રગટી તમોયે, વેશ સજ્યો ગનોહારીરે;
વારમવાર તે સ્તુતિ રે કરતા, જાણી સતી ઉપકારીરે.
હુકમ૦ ૨૧

માત પિતા તેના આવે સન્મુખે, હેડે હેતજ આણિરે;
સ્તુતિ કરી તેને પ્રીતેરે મળિયા, કન્યા જાણી ગુણખાણીરે.
હુકમ૦ ૨૨

પ્રાણ થકી તુ પુત્રી છો પ્યારી, છતાં કીધો તીરસ્કારોરે;
પરમ પવિત્ર આજ તુજને જાણિ, માગીયે ક્ષમા ઇણ વારોરે.
હુકમ૦ ૨૩

કહે કન્યા દોષ ન તાત તમારો, કર્મનો પંથ છે ન્યારોરે;
વચણ સુણી એવા માત પિતાદિ, રંજન થયા તે વારોરે.
હુકમ૦ ૨૪

મોતિચંદને પણ મળે ઝવેરી, અંગે ઉલટ તે ધારીરે;
અણ ચિંત્યા તમે આવીરે મળિયા, કાજ સર્યાં સુખકારીરે.
હુકમ૦ ૨૫

જમાઇ તણી એમ કીધી પ્રશંસા, સભા તણી મોઝારોરે;
કીર્ત્તિધ્વજ લહે કયો ભૂતળમાંહિ, શીયળ ગુણે શીરદારોરે.
હુકમ૦ ૨૬

ખ્યાતિ કીધી ઘણી રાજા પ્રજાયે, તનમનમાં હુલ્લસાઇરે;
શીયળ પ્રભાવે વાંછિત ફળીયા, જન્મ થયો સુખદાઇરે.
હુકમ૦ ૨૭

તનુજા તુલ્ય માનિ નૃપે તે બાઇ, આણિ અનુકૂળ ભાવોરે;
ઉપહાર અમૂલ્ય અર્પ્યાં સતીને, કહે લીધો જન્મ લાવોરે.
હુકમ૦ ૨૮

ધવળ મંગળ ત્યાં વર્તાવ્યું રાયે, વાજીંત્રો નાદ બજાઇરે;
રંગેસંગે સહુ સજ્જ થઇને, આવે પુરતણી માંહિરે.
હુકમ૦ ૨૯

નિજ સ્થાને ગયા સર્વ જનો તે, મીષ્ટ વદિ મુખે વાણીરે;
કુશલપુરમાં વર્તી કુશલતા, ગુણસુંદરી સતી ગવાણીરે.
હુકમ૦ ૩૦

વિશમી ઢાળમાં પ્રગટ કહ્યો તે, ગુણસુંદરી અધિકારોરે;
આંબાજી મુનિ કહે શ્રોતાજનોને, સજ્જો શીયળ શણગારોરે.
હુકમ૦ ૩૧

---

દોહરા.

ક્રીયાણા સર્વ નાવથી, ઉતરાવ્યાં તે વાર;
નિક્ષેપે નિજ સ્થાનકે, મોતીચંદ પરીવાર. ૧
કરે પ્રવેશ તે પુરમાં, મોતીચંદ મતીવંત;
આજ્ઞાવલંબી અનુચરો, ચાલ્યા ધરી મન ખંત. ૨

નિજ આવાસે આવિયા, પ્રતિહાર સુબાસંગ;
નિવાસ કર્યો નિજ વાસમાં, પુરણ ધરી ઉછરંગ. ૩
ગ્રહિ પ્રહરણો હસ્તમાં, તત્પર પડેરેગીર;
કરતાં ચોકી આગળે. ભુવનદ્વાર તે ધીર. ૪
ભોજન જમ્યો બહુ ભાતના, સગાં સ્નેહિયો સાથ;
બેઠો સુંદર આસને, કરે વિનોદી વાત. ૫
મળ્યા પુરીજન પ્રેમથી સાજન માજન વૃંદ;
બેસે મનહર બેઠકે, પ્રગટયો મન આનંદ. ૬
નરવર તે પણ આવિયો, મળવા તણી વાર;
રાજકુટુંબી પુરૂષો, તે પણ લાવ્યો લાર. ૭
સત્કાર કરે તે નૃપનો, નામી સહુજન શીશ;
અર્પ્યાં મનહર આસનો, જાણિ પુરિજન ઇશ. ૮
બિરાજ્યો તે પર ભૂપતિ, મોતીચંદની પાસ;
રંજન થયું મન રાયનું, સુખદા જોઇ નિવાસ. ૯
દેશી વિદેશી વાતડી, પૂછે પુરિજન દેવ;
વિદિત કરે સ્વચરિત્રને, મોતીચંદ તત્ખેવ. ૧૦
સંતુષ્ટ થઇને ભૂપતિ, વયણ વદે સુખકાર;
તુમે અનુપમ દંપતી, જનમન રંજનહાર. ૧૧
સાસુ સસરાદિ સર્વ જન, આણી અંતર પ્યાર;
જમવા મંદિર માહરે, પધારો સપરિવાર. ૧૨
નરવર તે હર્ષે ભર્યો, વીનવે વારમવાર;
પાવન કરો મુજ આંગણું, પધારિ મુજઘર દ્વાર. ૧૩

## ઢાળ બાવીસમી.

રાગ–સોનલા ઇંઢોણી રૂપા બેડલુંરે લોલ.

અનુગ્રહ જાણિ એવો રાયનોરે લોલ,
કહે મોતીચંદ તે વારજો;
આગમ દિને ગેડ આપણેરે લોલ,
જો જમવા આવે નિરધારજો.
મહા મંગલકારી દિન આજનોરે લોલ૦ એ ટેક. ૧
તુમ સગા સ્નેહિ સહુ સાજનોરે લોલ,
રાણીયું કુંવરી કુમારજો;
રાજકુટુંબ તેમ આપનુંરે લોલ,
આવો સંગે લઇ પરિવારજો. મહા૦ ૨
વળતું કહે તદા ભૂપતિરે લોલ,
મોતીચંદ તણી તે પાસજો;
વિશાળ કુટુંબ છે માહરૂંરે લોલ,
પુરૂ પડે નહિ તાસજો. મહા૦ ૩
હિસે દિલ દિલાવર આપનુંરે લોલ,
છો સર્વ ગુણે શિરદારજો;
પ્રસિદ્ધ કર્યું મુજ પુરનેરે લોલ,
પરમ પવિત્ર તુમ નારજો. મહા૦ ૪
કહે મોતીચંદ તદા નૃપનેરે લોલ,
જતાં વિદેશ તણી મોઝારજો;

નૃપ આપ પ્રતાપે હું પામિયોરે લોલ,
રિદ્ધિ સિદ્ધિ ઘર દ્વારજો. મહા૦ ૫
પામ્યો પુણ્યતણા ફળ મિઠડાંરે લોલ,
સુખી [1]ચપલા થકી સંસારજો;
શ્રેષ્ઠી કહે આગામી દિને અમે આવશુંરે લોલ,
તુમ ગેહે લઇ પરિવારજો. મહા૦ ૬
પણ આજે આવો મુજ મંદિરેરે લોલ,
સઘળા કુટુંબ લઇ લારજો;
કીધી વિનંતી બહુવિધ તેહનેરે લોલ,
મળિ પરિષદ મોઝારજો. મહા૦ ૭
વચન માન્યાં મોતીચંદ નૃપનાંરે લોલ,
અંગે થઈ ઉજમાલજો;
થયો જન્મ કૃતાર્થ માહરોરે લોલ,
કહે રંજન થઈ ભૂપાળજો મહા૦ ૮
ત્યાંથી રાજા જાવે નિજ મંદિરેરે લોલ,
સેવકને કહે તેણી વારજો;
[2]ભુક્ત નિપજાવો ભલી ભાતથીરે લોલ,
જમતાં વાધે જેમ પ્યારજો. મહા૦ ૯
નૃપ આદેશ દીયે સર્વ નારનેરે લોલ,
જણાવે પૂર્વે કહ્યો વિસ્તારજો;

૧ લક્ષ્મી. ૨ ભોજન.

મહિમાવંત મોતીચંદ જાણિયેરે લોલ,
છે શીયળવંતી તસ નારજો. ૧૦
આજ જમવા કાજે તે આવશેરે લોલ,
દંપતી સંગે પરિવારજો,
તુમે કરજો સન્માન તેહનોરે લોલ;
મનહર સજી શણગારજો. મહા૦ ૧૧
શીળવૃત્તે ધરી તેણે ધીરતારે લોલ,
કીધો જન્મ તણો ઉદ્ધારજો,
તાસ નામ પ્રમાણે ગુણ જાણિયેરે લોલ,
એવી સતીયો થોડી સંસારજો. મહા૦ ૧૨
ફળ્યો કલ્પવૃક્ષ આજ આંગણેરે લોલ,
અમૃત તણા વુઠયા મેહજો;
રાજ ભોજન કરાવો ભાવથીરે લોલ,
છે ગુણીયલ દંપતી તેહજો. મહા૦ ૧૩
એવો આદેશ સુણી નિજ નાથનોરે લોલ,
સર્વ રાણીયું પામી હુલ્લાસજો,
નૃપ આમંત્રણે તે આવિયાંરે લોલ,
નરવર તણે નિવાસજો. મહા૦ ૧૪
ઝવેરચંદ મોતિચંદ તેહનોરે લોલ,
સત્કાર કરે સહુ ત્યાંયજો;

રથ પર બેસી રાજદ્વારમાંરે લોલ,
આવિ ગુણસુંદરી તે બાઇજો. મહા૦ ૧૫

તે જનની સંગાતે આવી ઉતરીરે લોલ,
નૃપતિ તણે દરબારજો,
સહુ જાણ થતાં અંતઃપુરમાંરે લોલ,
પ્રગટયો હર્ષ પારાવારજો. મહા૦ ૧૬

સામે રાણીયો આવી હુલ્લાસથીરે લોલ,
હેતે ગ્રહે ગુણસુંદરી હાથજો;
વારણાં લિયે પૂર્ણ પ્રીતથીરે લોલ,
આસન અર્પે તેણિ સાથજો. મહા૦ ૧૭

તાસ ખ્યાતિ કરે સહુ ખંતથીરે લોલ,
જાણિ દેવકન્યા અવતારજો,
આપે પાવન કીધા આવાસનેરે લોલ;
તુમ ગુણ તણો નહિ પારજો. મહા૦ ૧૮

કહે ગુણસુંદરી તણી માયનેરે લોલ,
પૃથ્વીપતિ તણી નારજો.
ધન્ય ધન્ય જન્મ તુમ જાણિયેરે લોલ,
દિસે ઉત્તમ કુળ આચારજો, મહા૦ ૧૯

તુમ કુખે કન્યા રત્ન ઉપન્યારે લોલ,
તે વંશ ઉદ્ધારણહારજો,

નરવર પુરીજનો પેખતાંરે લોલ,
વર્તાવ્યો તિહાં જયકારજો, મહા૦ ૨૦
કઇક ગુણસુંદરી તણી આગળેરે લોલ,
પંખો લેઇ ઢાલે સમીરજો,
રાણીયો રંજન થઇ એમ બોલતીરે લોલ,
તુમ ગુણો દિશે ગંભીરજો. મહા૦ ૨૧
કીધી ખ્યાતિ અતિ તે બાઇનીરે લોલ,
ખટરસ થતાં તૈયારજો,
ભોજન ભર્યાં સુવર્ણ સ્થાળમાંરે લોલ,
નૌતમ સજી શણગારજો, મહા૦ ૨૨
તદા ભૂપતિ સંગે તે ઉઠીયોરે લોલ,
મહિમાવંતો મોતીચંદજો,
બેઠા જમવા તે સુંદર આસનેરે લોલ,
તન મન ધરી આનંદજો, મહા૦ ૨૩
નૃપનારી પીરસે તે ભોજનોરે લોલ,
અંતર થતી ઉજમાળજો,
રાજ ભોજન જમ્યા ખુબ ખંતથીરે લોલ,
મોતિચંદ સંગે ભૂપાળજો, મહા૦ ૨૪
તેમ ગુણસુંદરી તેની માતનેરે લોલ,
પીરસ્યાં ભોજન તે વારજો,

તદા રંજન થતી કહે રાણીયોરે લોલ,
જમો અનુકૂળ આહારજો. મહા૦ ૨૫

ખટરસ ખંત ધરી આ સ્વાદતારે લોલ,
સાથે સ્નેહી તણી ધરનારજો,
તે જમતાં જમણ ભલી ભાતથીરે લોલ,
પ્રગટયો પૂર્ણ મન પ્યારજો, મહા૦ ૨૬

તદંતર આવી બેસે સુખે આસનેરે લોલ,
રાણીયો અર્પે મુખવાસજો,
તેઓ પૂછે ગુણસુંદરી બાઈનેરે લોલ,
પ્રગટી અંતરની આશજો, મહા૦ ૨૭

સવ બેઠાં પટાંતર વિભાગમારે લોલ,
મોતિચંદાદિ જન વૃંદજો,
ત્યાં નૃપ ઝવેરી પણ સાંભળેરે લોલ,
વાધી રહ્યો હર્ષ કંદજો, મહા૦ ૨૮

કહિ સહુથી કાયર જગ કામિનીરે લોલ,
હિમત નહિ ધરનારજો,
પ્રબળસિંહ વેશ છતાં બેનડીરે લોલ,
ધારણ કર્યો નિરધારજો, ૨૯

તુમે પૃથ્વીપતિને નમાવિયારે લોલ,
હિમત ધરી નિજ પાયજો,

એવી ધીરજ ચાલી કેમ આપનેરે લોલ,
તે પ્રગટ કહો મારી બાઈજો. મહા૦ ૩૦
એવાં વચણ સુણી કહે સુંદરીરે લોલ,
શીયળ ધર્મ કરી વિખ્યાતજો.
સદા પાળું છું ધર્મ જીનરાજનોરે લોલ.
હું પ્રીત ધરી ઉત્તાતજો. મહા૦ ૩૧
શીયળવંતા હોવે નરનારીયોરે લોલ,
તેને દહન કરે નહિ આગજો,
તેમ ઝેરી વેરી હોય ઝાટકારે લોલ,
કદિ ગંજી શકે નહિ નાગજો. મહા૦ ૩૨
પરાભવે નહિ શિયળવંતનેરે લોલ,
મદાંધ હોવે કદિ [1]વ્યાલજો:
પામે ઉપશાંતિ સહુ શીયળથીરે લોલ,
કેશરી સમા વિકરાળજો, મહા૦ ૩૩
શીયલવંત સતી કઈક આગળેરે લોલ,
ધર્મવંતી ગુણ ખાણજો.
જેણે સંકટ સહી શીયળ સાંચવ્યુંરે લોલ,
જૈન ધર્મ તણી થઈ જાણજો. મહા૦ ૩૪
અંગે સંકટ સહ્યાં પૂર્ણ કર્મથીરે લોલ,
તેતો કર્મ તણો વ્યવહારજો,

૧ હાથી.

સતી મયણા સુંદરી જૈન શાસનેરે લોલ,
પાળ્યું શિયળ અમૂલ્ય જો. મહા૦ ૩૫

એવું શીયળ અનુપમ જાણીયેરે લોલ,
જેથી સિદ્ધ થશે સહુ કાજજો.
મેં ધીરતા ધરી હૈયે શીયળથીરે લોલ,
તે કલંક નિવાર્યું આજજો. મહા૦ ૩૭

એવું કથન સુણી તે બાઇનુંરે લોલ,
હર્ષીત થયો મહા રાયજો;
તાસ કીધી પ્રશંસા સૌ સુણતાંરે લોલ,
રાણીયો ચિત્તે હુલસાયજો. મહા૦ ૩૮

સતીએ વૃષ્ટી કરી બહુ જ્ઞાનનીરે લોલ.
કીધો જૈન ધર્મે ઉજાસજો;
પરસ્પર પ્રેમ રાખી પૂર્ણ પ્રીતથીરે લોલ,
જાય નિજતણે નિવાસજો. મહા૦ ૩૯

કર્યું રાજ કુટુંબ તેમ તૃપ્તુંરે લોલ;
આણી અતિશે સરાગજો;
તે પામ્યો પ્રસિદ્ધતા પુરમાંરે લોલ,
મોતિચંદ લઈ લાગજો. મહા૦ ૪૦

કહે ગુણસુંદરી નિજ નાથનેરે લોલ,
તુમે પરણો અનેરી નારજો;

હું તો પાળીશ સદા શીયળવૃતનેરે લોલ,
સફળ થાવે અવતારજો. મહા૦ ૪૧
જીવેવાર અનંત સંસારમાંરે લોલ,
વિલસ્યા અતિશે સુખજો.
પલ્ય સાગર લગી સુખ ભોગવ્યાંરે લોલ,
પણ ભાંગી નહી જરી ભુખજો. મહા૦ ૪૨

શિખરિણી છંદ.

સયંભૂ વારિધિ જલ સકલ પીપાસુ થઇ પીધું,
પીધેલા અંબુથી નહિ નહિ કશું કારજ સિદ્ધયું;
ટળે કયાંથી તૃષ્ણા તૃણ સ્થિત તણું પાન કરતાં,
થશે નહિ તૃપ્તી નરભવ સુખાર્થીજ બનતાં.

તેહ ઢાળ કહી બાવીસમીરે લોલ,
આણિ અનુકુળ દાયજો;
સતી ખ્યાતિ કરે શીયળ વૃતનીરે લોલ,
સુણતાં થશે સુખદાયજો, મહા૦ ૪૩

---

## ઢાળ ત્રેવીસમી.

રાગ. ગીરવારે ગુણ તુમ તણા.

શીયળ ગુણો જેણે જાણીયા, તે કુશીલ કેમ સેવેરે;
કલ્પવૃક્ષ જેણે શેવિયો, તે જન થોર ત્યાગી દેવેરે.
શીયળ એ ટેક. ૧

વસંત ઋતુમાંહિ માંજરી, સેવિ જેણે સહકારેરે;
કોકીલા તે અર્ક ઉપરે, બેસે નહિં કોઈ વારેરે.
શીયળ. ૨

ગંગાજલે જે જન નાહિયા, અધિક ધરી મનને હોરે;
નગર ખાળતણા નીરમાં, સ્નાન કરે નહિં તેઓરે.
શીયળ. ૩

માલતી તણે જે ફુલડે, મોહ્યાં મધુકર વૃંદોરે;
આવળતણાં તુચ્છ ફુલમાં, કદિ પામે ના આનંદોરે.
શીયળ. ૪

માનસર પાળે જે હંસલા, રમિયા સદા ઉછરંગેરે;
છીલર સરીતાના તીરપે, રમે નહિ મન રંગેરે.
શીયળ. ૫

ઇક્ષુ રસ જેણે ચાખિયો, તેલવણ જલ ના પીવેરે;
ચંદ્ર વિલોકી ચકોરનું, ચિત્ત રંજે નહિ દીવેરે.
શીયળ. ૬

કેવળ નાણ દંશણધરા, ઓળખ્યા જેણે અરિહંતોરે;
દ્રશદ તણા કૃત્રીમ દેવને, પૂજે કોણ મતિવંતોરે.
શીયળ. ૭

રત્નચિંતામણિ પારખી, કંકર ગ્રહે કોણ હાથેરે;
કદળી તણી તજી લુંબને, બાવળ ગ્રહે કોણ બાથેરે.
શીયળ. ૮

એહ ઉપમ અવધારીયે, શીયળ ગુણે શીલતાજોરે;
મન વચન કાયાને ગોપવી, ભવિ પામ્યા અક્ષય રાજોરે.
શીયળ. ૯

હું પણ શીયળ શુદ્ધ સાંચવી, પાળું ધર્મ સુખ કંદોરે;
જીનવર આજ્ઞા આરધતાં, ટળી જાય જરા જન્મ ફંદોરે.
શીયળ. ૧૦

એણિ પરે કહે નિજ નાથને, ગુણસુંદરી સતી બાઈરે;
સુણતાં વચન તેના સુંદરૂ, તાસ પતિ રંજન થાયરે.
શીયળ. ૧૧

ત્રેવિશમી ઢાળમાં તે કહ્યો, સર્વ સિદ્ધાંતનો સારોરે,
આંબાજી કહે કથન તેહનું, શ્રોતા ચિત્ત અવધારોરે.
શીયળ. ૧૨

---

દોહરો.

વળતું કહે વનીતા ભણી, મોતિચંદ સુજાણ;
ધન્ય ધન્ય વાણી આપની, તુમે સતી ગુણ ખાણ. ૧
વચન અનોપમ આપનાં, સાંભળતાં ઇણવાર;
રંજન થયું મન માહરૂં, સફળ કરો અવતાર. ૨
હું પણ સંગે આપની, શીયળ પાળું સુખકાર;
નવિ નવ પરણું પ્રેમદા, સજું શીયળ શણગાર. ૩
મક્ષીકા ક્ષુદ્ર જાણીયે, મળે ન શુદ્ધિ શાન;
પુષ્પ પરિમળ પરહરી, બેસે અશુચી સ્થાન. ૪

ગજ અસ્વારી પરહરી, ગર્દભ ચડે ગમાર;
ત્યું તજી સુશીયલને, સેવે વિષય વિકાર.
એમ અવધારી દંપતી, પાળે શીયળ અભંગ;
તન મન રાખે નિર્મળા, જાણિ શીયલ સુરંગ. ૬
ભ્રાત ભગિની સમ તે રહે, જીતિ કંદર્પ જોધ;
ધર્મ ધ્યાને દિન ગાળતાં, પામિ સમકિત બોધ. ૭
જે જીતે જગ કામને, દમી દેહ ઇંદ્રિ સ્થાન;
ભાંખે ભગવાન આગમે, તે તો પ્રભુ સમાન. ૮

## ઢાળ ચોવીસમી.

રાગ—આદર જીવ ક્ષમા ગુણ આદર.

ધર્મ ધુરંધર પ્રીતે તે પાળે,
શુદ્ધ શ્રાવક આચારોજી;
આવશ્યક વ્રત તે નિત્યે આરાધે,
ત્યાગી રાત્રીનો આહારોજી. ધર્મધુરંધર. એ ટેક. ૧
કાળ ક્રમે એમ ધર્મજ ધારી,
સદા રહે ઉછરંગેજી;
તરુણવયે મહા કામને દમિયો,
નિર્વિકારી રહ્યાં અંગેજી. ૨
અંત સમય સર્વ ક્રિયા આરાધી,
દંપતી થયાં સ્વર્ગવાસીજી;

મનુષ્ય જન્મ લહી વિદેહ ક્ષેત્ર વાસે,
અંતે થશે અવિનાશીજી. ધર્મ. ૩

શીયળ તણો છે મહિમા મોટો,
ભાંખી ગયા જીનરાયજી;
ધન્ય ધરણી તળ શીયળવંતાને,
પ્રણમું મન વચ કાયજી. ધર્મ. ૪

સતી સંતોષે શીયળજ રાખ્યું,
વિષયી મનને વારિજી;
સ્વર્ગ અપવર્ગની પદવી તે પામ્યા,
વસુધા કીર્ત્તિ વિસ્તારીજી. ધર્મ ૫

જંબુકુંવર જુઓ તરુણપણામાં,
ત્યાગી આઠેય નારીજી;
સંજમ આરાધન શુદ્ધ કરીને,
પરણ્યા શિવ વધૂ પ્યારીજી. ધર્મ. ૬

ધન્ય સતી સાધ્વી રાજેમતિને,
જેણે મોહને નાંખ્યો મારીજી;
સંજમથી પડતાં હિયરને રાખ્યો,
ઉભય ગયા ભવ પારીજી. ધર્મ. ૭

સતી શીરોમણી ચંદનબાળા,
સંકટ સમે શીયળ રાખ્યુંજી;

પ્રથમ પ્રભુની શિષ્યણી થઇને,
મોક્ષ તણું સુખ ચાખ્યુંજી. ધર્મ. ૮
એણિ પરે જે જન શિયળને રાખે,
દમી વિષય વિકારોજી;
અલ્પકાળે જૈન ધર્મ પ્રતાપે,
પામશે તે ભવ પારોજી. ધર્મ. ૯
રચ્યું ચરિત્ર આ ભવ્ય તણે કાજે,
સુણિ લેજો કોઈ સારોજી;
ઉભય લોકમાં કાજ સુધારી,
સફળ કરો અવતારોજી. ધર્મ. ૧૦
આ વૃતાંત સુણ્યું મેં શ્રાવક પાસે,
તે પદ્યે રચ્યું ધરી ખંતથી;
તેમાં ન્યૂનાધિક પદ જે જે હોવે,
લેજો સુધારી મતિવંતજી. ધર્મ. ૧૧
અલ્પ મતી છે અતિશે મારી,
ન જાણું શાસ્ત્ર વિશેષજી;
ઉદ્યમ કીધો મેં બુદ્ધિ અનુસારે,
મુજમાં પ્રભુતા ન લેશજી. ધર્મ. ૧૨
ગોંડળ સંઘે થયા ગીરિ સિંહસ્વામી,
ગુણ તણા ભંડારોજી;
સાડા પાંચ વર્ષ તજી તેણે નિંદ્રા,
કીધો ધર્મ તણો ઉદ્ધારોજી. ધર્મ. ૧૩

તાસ પટોધર થયા વીરજી મુનિ,
શિષ્ય નેણુસી અણગારોજી;
મુળજી સ્વામી તેમ શિષ્ય સુહંકર,
પાળ્યા પાંચ આચારોજી. ધર્મ. ૧૪
બીજા મુળજી મુનિના શિષ્ય મનોહર,
ડોસાજી ગુણવંતજી;
તાસ શિષ્ય થયા મુની ખોડાજી,
કવિયણ તે મતિવંતજી. ધર્મ. ૧૫
તસ ગુરુભ્રાતા હિરાચંદજી સ્વામી,
વસુધા વિષે વિખ્યાતજી;
બિરાજે તાસ શિષ્ય દેવસી સ્વામી,
સાંપ્રત સમે સાક્ષાતજી. ધર્મ. ૧૬
હાલારી ઓગણિશે તહોંતેરની સાલે,
ચેલામાં રહી ચોમાસજી;
તે ગુરુ પ્રતાપે આ ચરિત્ર રચીયું,
આંબાજીને થતાં હુલાસજી. ધર્મ. ૧૭

---

દોહરા.

આ રાસતણી રચના કરી, પ્રગટ થતાં મન પ્રેમ;
રાગ વૈરાગે ઉદ્દભવિ, અંતર ઉર્મિ ક્ષેમ. ૧
સરસ રચના નથી શબ્દની, નથી લઘુ ગુરુનો ન્યાય;
ના અલંકાર વિભૂતા ભર્યો, સાર દીસે સુખદાય. ૨

લહો લક્ષ તે સાંભળી, તજો વિષય વિકાર;
ખટપટ તજો રતિનાથની, સજજો શીયળ શણગાર. ૩
નારી નિરોપમ પેખતાં, મન નવ કરશો ક્ષોભ;
રહો સદા શીળ સાચવી, સ્મર તણો તજી લોભ. ૪
ભાનુસમ વસુધા વિષે, શીળે થશે ઉદ્યોત;
ઇશ્વરતા લહો શીયળથી, પ્રગટે નિરંજન જોત ૫
રાખી તનમન નિર્મળ, પાળો શીયળ અમૂલ્ય;
જયજય પામો જગતમાં, કર્મ કરી ઉન્મૂલ. ૬
પાપ અમાપ પ્રલય કરે, શીયળ સમું નહિ કોય;
લક્ષધા યત્ને સાચવે, સુર નર વંદિત સોય. ૭
મેરુ સમ છે મોટકું, સર્વ વૃતે શીરદાર;
રત્ન ચિંતામણી સાચવો, ગણિ આતમ અનુહાર. ૮
નમન કરૂં નિશદિન પ્રત્યે, પંચ પરમેષ્ટિ દેવ;
ભવ ભવ વાંચ્છું તેહના, ચરણ કમળની સેવ. ૯
જયાં લગી શશી સાયર રહે, સૂર્ય રહે આકાશ;
છેવટ અવિચળ ત્યું રહો, સતી ગુણસુંદરી રાસ. ૧૦
ઓગણીસેં પંચ્ચોતેર, ખાખી જાળીઆગામ;
લખી અર્પ્યો આ રાસને, પાનાચંદ છે નામ. ૧૧

ૐ શાંતિ શાંતિ ઇતિ.



## એક દ્રઢ સમકિતધારી રાજકન્યા રતીસુંદરીની કથા.

ક્ષિતિ પ્રતિષ્ઠ પુરના રાજા રૂપસેનની કન્યા પોતાની માતાના સંસર્ગને લઇને પોતે ધર્મમાં દ્રઢ શ્રદ્ધાવાળી બની હતીઃ अप्पा कत्तावि कत्ताय અર્થ—સુખ દુઃખ વિગેરેનો કર્તા પોતાનો આત્માજ છે. એ અનંત જ્ઞાનીના વાકયને સત્યરૂપે શ્રદ્ધાવાથી તે રાજબાળાને તેના પિતાએ એક પતિત ભિખારીની સાથે પરણાવી દીધી ને હદ પારની આજ્ઞા કીધી. તે સતીને ઘણાક સંકટો નડે છે છેવટ એક રાજ મહેલમાં પતિ ગુમ થયો. તેને શોધવા જતાં ત્યાં વિદ્યાધર રાજા મોહીત થઇ તે બાળાનો હાથ પકડી કહે છે.

### ગાયન પહેલું.

રાગ—શી કહું કથની મારી.

છે રૂપ અનુપમ તારૂં, હો પ્રાણ છે રૂપ અનુપમ તારૂં,
અર્પણ કરૂં મન મારૂં, હોપ્રાણ છે રૂપ અનુપમ તારૂં. ટેક.
જ્યોત જોતાં ખરે ઝળકી રહી છે, તુજ તનુ દિસે સારૂં;
દેવ પરીસમ સૌંદર્ય તારૂં, લાગે અતિશે પ્યારૂં, હોપ્રાણ. ૧
તુજ પતિતે પામર પ્રાણી, અંગ ઉપાંગ નઠારૂં,
તેને શું તું શોધી રહી છો, કરી જીવન સુશખારૂં, હોપ્રાણ. ૨
આ મહેલ મનોહર સ્વર્ગના જેવો, સુખ દીસે જેમાં ન્યારૂં,
તન ધન યૌવન અર્પણ તુજને, વચલ માનીલે વારૂ, હોપ્રાણ. ૩

## કાવ્ય બીજું.

રાગ માઢ.

કીજે ન કદિ આવું કામરે નૃપ કીજે ન કદિ આવું કામ;
તજું ન શીયળ સદ્‌ગુણ ધામરે, નૃપ કીજે ન કદિ આવું.
કામ. ટેક.

રંક સમો પણ સ્વામી જે મારો, મસ્તકનો છે તાજ;
અવર નરને હું કદી ન ઇચ્છું, હોય ભલે સુર રાજરે.
નૃપ કીજે. ૧

સતીના ગતિ તે પતિ પ્રમાણે રાખે સત્ય વૃત્તની ટેક;
પ્રાણ જતાં પણ શીયળ ન છાંડે, તે માંહીલી હું એકરે.
નૃપ કીજે. ૨

લંઘન કરી મરી જાય છે વનમાં, મૃગ તણો મહારાય;
નિજ કુળ ધર્મની રીત તજીને, તૃણ નહિ તેતો ખાયરે.
નૃપ કીજે. ૩

આપ અનુપમ માનવ થઇને, છોડી દેશો કુળ રીત;
અન્ય પામર સત્ય કયાંથી નીભાવે, રાજન વિચારો
ચિત્તરે. નૃપ. ૪

રતિ પતિને પાશ ન પડીએ, તન મનને રાખી ઠામ;
શીયળ ચિંતામણી પ્રાણથી પ્યારૂં, સાચવું હમીને કામરે,
નૃપ. ૫

હું રાજવંશી છું રાજકુમારી, છે જૈન ધર્મનો રાગ;

અન્ય પુરૂષ પિતા બંધુ પ્રમાણું, કરો મુજ હસ્તનો ત્યાગરે. નૃપ. ૬
ધન્ય સતીજી જન્મ તે તારો, શીયળ વ્રતે રહી શૂર;
કહે આંબાજી સંકટ પડતાં, રાખ્યો જૈન ધર્મ હજુરરે; નૃપ. ૭



## ગાયન ત્રીજું. (કાવ્ય)

અનાથી મુનિનું કાઢીના ગીતની દેશી તે રાગ રાજ બંદલાનો.

વીરા તારે હજારો હાથીને નવસો સાડુંરે રાજ બંદલા. એ.
મુનિ તારૂં મુખડું નિરખી, રાજી થાઉંરે રાજ બંદલા.
મુનિ મેં તો કયાંય ના જોયુ, રૂપ આવુંરે. રાજ બંદલા. ૧
મુનિ તારી મૂર્તિ અતિશે, મોહન ગારીરે. રાજ બંદલા.
મુનિ તારા રૂપ ગુણને, જાઉં બલહારીરે. રાજ. ૨
મુનિ તારા દેહની સંપદા, દીસે અદભુતરે. રાજ.
તેમ છતાં અનાથ કહો છો, તે તો અનાહુતરે. રાજ. ૩
મુનિ તારો નાથ દુઃખ હરતા, હવે હું થાઉંરે. રાજ.
રાજા તમે અનાથ છતાં શું ? કહો છો આવુંરે. રાજ. ૪
મુનિ મુને અનાથ ન જાણો, હું છું ઋદ્ધિવંતરે. રાજ.
મુનિ મારે હજારો હાથીને, હય બળવંતરે. રાજ. ૫
મુનિએ અનાથ પણું તેને, કહયું વિસ્તારીરે. રાજ.
આંબાજી કહે શ્રેણીક થયો સમકિત ધારીરે. રાજ. ૬



## ગાયન ચોથું.

### મહાવીર પ્રભુનો જન્મ સમય.

રાગ માઢ.

તે જયવંતા પ્રભુવીર મહારા. એ ઢબ.

જન્મ્યા શ્રી મહાવીર જગતમાં જન્મ્યા શ્રી મહાવીર,
તારણ ભવ જલતીર જગતમાં
જન્મ્યા. એ ટેક.

ચૈતર સુદિ તેરસ દિને ક્ષત્રી કુંડ મોઝાર;
માતા ત્રિસલાના નંદન જાયા તાત સિધારથ સાર.
જગતમાં. ૧

સ્વર્ગ મૃત્યુ ને પાતાળ લોકે સર્વ સુરાસુર સ્થાન;
ઝગમગ જ્યોતિ વ્યાપી રહી ત્યાં જન્મતાં શ્રી વર્ધમાન,
જગતમાં. ૨

ચોસઠ ઈંદ્રોના આસન કંપ્યા, જન્મ સમે નિરધાર,
સુરપતિ ત્યાં તુર્ત જ આવ્યા, રૂધિ લઈ નિજલાર
જગતમાં. ૩

દેવદેવીનાં વૃંદો નિરખી, જનમન વિસ્મયકાર.
અહો પ્રતાપી પ્રભુ જન્મ્યા, ત્રણ જગત આધાર.
જગતમાં. ૪

વિધિ પ્રમાણે ઓત્સવ કીધો, હર્ષ તણો નહિં પાર.

ગયા પુરંદર નિજનિજ સ્થાને વર્તાવી જયકાર.
જગતમાં. ૫

અનુક્રમે એમ સુખમાં રહેતાં, વૃદ્ધિ પામ્યા કૃપાળ;
સબંધ તજી સર્વ સંયમ લીધો, અંગે થઈ ઉજમાળ,
જગતમાં. ૬

કર્મ ખપાવી પ્રભુ કેવળ પામ્યાં, લોકાલોકના જાણ
ગૌતમાદિ તે ગણધરો તાર્યા, ચૌદ સહસ સુજાણ.
જગતમાં. ૭

એહ પ્રભુજીને પ્રીતથી ધ્યાતા, પ્રગટે આત્મિક નુર;
કહે આંબાજી સહુજન ચાહો, પહોંચવા વીર હજુર.
જગતમાં. ૮



## ઉપદેશી ગાયન પાંચમું.

રાગ રઘુપતિ રામ.

હું તો લાખું ભવો ભમી આવ્યોરે સંજમ ગુણ વિના નવિ ફાવ્યોરે;
એમ કાળ અનંત ગુમાવ્યો મહાવીર પ્રભુ તમે મુને તારોરે
એ ટેક. ૧

વારમવાર સંસારે હું ભમીયોરે, જૈનધર્મ મુને નવિ ગમિયોરે,
એથી કષ્ટ અનંત હું ખમીયો. મહાવીર. ૨

ભૂચર ખેચરના જન્મ મેં લીધારે દારૂણ દુઃખના ભવ બહુ કીધારે;
આતમ કારજ કાંઇ નવિ સિદ્ધા. મહાવીર. ૩
કીધા મર્કટના ભવ ભારીરે, તિહાં ખેલ ખેલવતો મદારીરે;
એવા ભવ ગયો ઘણા હારી. મહાવીર. ૪
કદિ બેલ થઇ બહુ ફરીઓરે કાંધે ધોંસર મૂકી ભાર ભરીયોરે;
મહા દુઃખનો છે ઇતો દરિયો. મહાવીર. ૫
છાપા વાગુળી થઈ ઉંધે લટકયોરે, નિશા અંધારી વનવન ભટકયોરે;
એવા ભવમાં નથી કયાંય અટકયો. મહાવીર. ૬
જલચર જન્મ લઈ જલે ફરતોરે, પરના પ્રાણ હણી ભક્ષ કરતોરે;
પાપ કર્મથી જરી નવી ડરતો. મહાવીર. ૭
કીધા ભવ અનંત હિંસાકારીરે, આત્મ દશાને ગયો હું તો હારીરે
મુનિ આંબાજીને લીયો તારી. મહાવીર. ૮



## ગાયન છઠું.

મંદિર પ્રભુને સંદેશો રાગ કુંજડલીરે સંદેશો હમારો.

ચાંદલીયારે સંદેશો હમારો જઈ મંદિર પ્રભુજીને કેજયો હોજીરે
ચાંદલીયારે સંદેશો હમારો—એ ટેક.
ભરત ક્ષેત્રના હમે વાસીડા, કેમ કરી પડીએ તુમ પાય હોજીરે
ચાંદલીયારે. ૧

છો ત્રણ ભુવનના નાથ પ્રભુજી, સુર નર ગુણ તમારા ગાય હો જીરે
ચાંદલીયારે. ૨
ચોસઠ ઈંદ્રો તો આવી તમોને, તે લળી લળી લાગે પાય હોજીરે
ચાંદલીયારે. ૩
ચોત્રીશ અતિશયે આપ બીરાજો, જોતાં જન્મ મરણ દુઃખ
જાય હોજીરે. ચાંદલી. ૪
બાર પ્રકારની પરિષદા આવી આપ વાણી સુણે સુખ દાય
હોજીરે. ચાંદલી. ૫
છો જ્ઞાન દર્શનની જયોતિ અનંતી, જીવો જીવો સદા જિન
રાય હોજીરે ચાંદલી. ૬
વિદેહ ક્ષેત્રમાં તમે બીરાજયા, આપ દર્શન કયારે મુને
થાય હોજીરે. ચાંદલી. ૭
પાંખુરે હોતતો ગગન પંથેથી, ઉડી ઉડી આવત ત્યાંહી હોજીરે
ચાંદલી. ૮
કર્મ બંધનની બેડી વીંટાણી, તે આધીન થયો આત્મરાય હોજી
રે ચાંદલી. ૯
શ્રીદેવસી સ્વામી ગુરૂપ્રતાપે; આંબાજી પ્રભુગુણ ગાયહોજીરે
ચાંદલી. ૧૦
સંવત ઓગણીશે ઓગણો તેર વર્ષે; સ્વવન જોડયું પીપલવા
ગામ હોજીરે ચાંદલીયા. ૧૧

# જૈનશાળાની બાળાઓને શિખામણરૂપે

## ગાયન સાતમું

રાગ આવોને નંદલાલ રમવા આવોનેરે.

પુરણ પ્રીતથી જૈનશાળે જઇએ.
ગુરૂજીને જઈ પાયેરે નમીએ.
નમ્ર થઇ જ્ઞાન લઇએ, જૈનશાળે આવોનેરે.
આવોને બ્હેની આજ જૈનશાળે. એ ટેક. ૧
મળ્યો અનુપમ અવસર આવો,
જ્ઞાન ગ્રહી જૈનધર્મ દીપાવો;
પરજીવ પ્રાણ, બચાવો. જૈનશાળે. ૨
ગારૂં ખુંદી રાતવાસી જે રાખે,
લાખો જીવોનો ઘાણ વાળી નાંખે.
શ્રાવિકાપણું છતાં ભાંખે. જૈનશાળે. ૩
અણપુંજી ભીંતે ગારૂં જે કરશે
ત્રસ જીવોના પ્રાણજ હરશે;
ભવસાગર કેમ તરશે. જૈનશાળે. ૪
પહેલાં ઊઠી જીવ જત્નારે કરવી,
અણ પૂંજી નહિ ઘંટી ફેરવવી;
એહ વાત ધ્યાનમાં ધરવી. જૈનશાળે. ૫
છાણાં પૂંજયા વિના ચુલે ન નાંખો

જીવ તણી દયા દીલમાં રાખો
મોક્ષ તણાં સુખ ચાખો. જૈનશાળે. ૬
દુઃખ દરિયો છે સંસાર ખારો,
જીવ દયા તે તરવાનો આરો;
સજાજો શિયળ શણગારો. જૈનશાળે. ૭
સર્વ સંગાતે સંપીને રહેજો,
કટુ વચન તો કોને ન કહેજો;
આંબાજીની શીખ લેજો. જૈનશાળે. ૮

## દ્રષ્ટાંતિક છત અછતનું ગાયન આઠમું.

રાગ ઉંચા તે મંદિર માળીયા ત્યાં વૈદર્ભી વનમાં.

છત અછત એ બે બેનડી, છતમાં આવે સૌ ધાય.
વીરા કહીને લીએ વારણા, ભલે હોય છે ટેરો ભાઈ.
છત અછત એ બે બેનડી. એ ટેક. ૧
એકરે માની બે દીકરી, એકને ખમાખમા થાય.
એકને નહિ પીવા રાબડી. રાંકડી દુઃખમાં રીબાય. છત. ૨
અછત લાગેરે અળખામણી, કરે જીવને ઉદાસ.
સગીરે બ્હેની તેની વાલહી, તે પણ નાવે બંધુ પાસ. છત. ૩
અછતમાં બેનીએ ઠરાવીયો, ચૂલા તણો [1]પુંકનાર.

૧ ત્યાં દ્રષ્ટાંત છે.

બીજમાની કીધી ચોળા પીરસી, કાઢયો વીર નિરાધાર.છત.૪
અછતમાં [1]નાથ કુવે નાખીયો, પીયરે વસી જઈ બાઈ,
છતમાં નારી તેહ નાથને, કરતી વસ્ત્રથી છાંય. છત. ૫
સહોદર ઘરે ગઈ [2]બેનડી, દુઃખના દિવસ જોઈ.
માન ન પામી ભોજાઈ ભ્રાતથી ચાલી દુઃખણી તે રોઇ. છત. ૬
[3]જમાઇ કાઢયો ઘર બારણે, અર્થ વિણ ગણી વ્યર્થ;
છેહ દીએ રે સાસુ સસરો, જો ન હોય પાસે અર્થ. છત. ૭
નિર્ધન સધન સરખા ગણે, તેતો જૈનના અણગાર.
આંબાજી કહે ધન્ય તેહને, જેને ન મમતા લગાર છત ૮

સદ્

કાળ કયાંય નહિં છોડે તેપર મેંદરડાના ગ્રહસ્થ શ્રી ડોસા ભાઇ હેમચંદ ભાયે—કહેલી રૂપસુંદરની કથા–તેની યાદી માટે પાત્રોનાં નામજ અત્રે દાખલ કરેલ છે. વસંતપુરનગર સાગર. શેઠ તેનો પુત્ર રૂપસુંદર. કાન્તીપુરનગર. કનક ધ્વજ રાજા. મનોરમા રાણી. પ્રતાપસીંહ કુંવર. પૃથ્વીપુરે ગયો. ત્યાં ધરણીધર રાજાની શશી. પ્રભાકુંવરી. રૂપસુંદરને પાતાળમાં રાખેલો હતો ત્યાં પ્રતાપસીંહ કુંવરના હસ્તથી ઘવરાતાં અવસાન સમય તેણે મિત્ર પ્રત્યે ભાવીની પ્રબળતા વરણુવી છે.

---

૧ દ્રષ્ટાંત છે. ૨ દ્રષ્ટાંત છે. ૩ કથા છે.

## ગાયન નવમું.

રાગ-શી કહું કથની મારી.

કર્મે બન્યું છે આવું હો ભ્રાત, કર્મે બન્યું છે આવું.
દીલગીર શીદને થાવું હો ભ્રાત, કર્મે બન્યું છે આવું-અનેક.
વિધિના લેખ પૂર્વે લખાયા, સંચીત કર્મ પ્રમાણે
કોટી ઉપાયે મિથ્યા ન થાએ, ઉદય થયા આ ટાણે હો ભ્રાત. ૧
માત પિતાએ મુજનેરે ગણિઓ, પ્રાણથકી પણ પ્યારો
કાળકુટિલથી નિભાવા મુજને, રાખ્યો પાતાળે ન્યારો હોભ્રાત.૨
અઢળક લક્ષ્મી ભવ્ય મહેલાતો, સાધન સ્વર્ગનાં જેવાં.
કાળઓ ચિંતાનો તુર્ત તજાવે, કામ આવે નહિં એવાં હો ભ્રાત.૩
કાળ કસાય તે કયાંય ના છોડે, દેહા ધારીને સંહારે.
હોય ચોકીદાર શુરા હજારો, કાળને કોઇ ન વારે હો ભ્રાત.૪
દેવ દાનવને માનવ મોટા, સ્વર્ગતણા મહારાયા.
ખટખંડ ક્ષિતિના અધિપતિ પણ, આખર મોતે મરાયા.
હો ભ્રત. ૫
આગળ પાછળ સર્વને જાવું તજી સ્વજન પરિવારો.
મળયો મુસાફર મેળો સંસારે. શોક તજો તમે મારો. હોભ્રાત.૬
મિત્ર હસ્તથી મરણ તે પામ્યો, દોષ દેખ્યો નહિ કેનો.
કહે આંબાજી મેંદરડા ગામે ધન્ય ધન્ય જન્મ તેનો. હોભ્રાત.૭

# ગાયન દશમું.

## ઉત્તરાધ્યયનજીના ત્રીજા અધ્યયનના પદે પદના અર્થની ઢાળ ત્રીજી.

રાગ પંચપ્રમાદ તજી૰પડીકમણું. ત્યાં ચોથેપદેરે વધારવાથી ભૈરવીમાં ચાલશે

ઉત્કૃષ્ટ અંગો તે ચાર કહ્યાં છે, દુર્લભ પ્રાણીને મળવા.
નૃભવ સૂત્રશ્રવણ શ્રધ્ધા ધરી, સંજમે વીરત્વ પળવા.
કહું વચન પ્રભુના હો રાજ સૂત્ર તણે અનુસારે. એ ટેક. ૧
પ્રાણી પામ્યા લંકારે આસંસારે, અનેક વિધિના ગોત્રે.
બહુધા કર્મ કરી જાતિ બહુ પામ્યો. લોક ભર્યો જન્મ જાત્રે. હોરાજ. ૨
એકદાસમય ગયો સુર લોકે, નારકી થયો નર્કાવાસે.
પામ્યો અસુરની કાય કદિ તે, જેવા કર્મ કરે ત્યાં જાશે. હોરાજ. ૩
એકદા પ્રસ્તાવે થયો ભૂપતિ, ભંગી બુકસભવ કીધા;
કીટ પતંગ પણ કદિ થયો તે, કુંથુ કીડી જન્મ લીધા. હોરાજ. ૪
એમ ભ્રમણ કરતાં જીવ યોનીમાં, પ્રાણી કર્મ રજ મેલે.
કર્મ કરતાં નવિ હઠે સંસારે, ક્ષત્રી રાજ સુખે જયુંરેલે હોરાજ. ૫
મૂઢ થાય નિજ કર્મ સંયોગે, દુઃખો સહે બહુ પ્રાણી.

મનુષ્ય વર્જીને નર્કતિર્યંચમાં, પીલાઇ પડી દુઃખ ઘાણી.
હોરાજ. ૬

સુકર્મ સંયોગે અશુભને ટાળી અનુક્રમે કોઇ કાળે.
જીવ વિશુધ્ધતા. પામ્યો થકો, તે, આપે મનુષ્ય ભવ ભાળે
હોરાજ. ૭

મનુષ્ય તણો આ દેહ પામીને, ધર્મ શ્રવણ તે દુલ્લભ હો
જેધર્મ સુણી પડી વર્જે તપાદિ, દયા ધર્મ નહિ સુલ્લાહા.
હોરાજ. ૮

કદાચિ ધર્મ શ્રવણ પામીને, દુક્કર શ્રધ્ધા થવી ધર્મે;
ન્યાય માર્ગનો મર્મ સુણીને, ભ્રષ્ટ થયા બહુ કર્મે.
હોરાજ. ૯

સૂત્ર શ્રવણથી શ્રધ્ધા શુદ્ધ બેઠી, દુક્કર ધર્મ તો કરવો;
ઘણા શ્રધ્ધાળુને શ્રધ્ધા થયેથી કઠીન સંયમ તે ધરવો.
હોરાજ. ૧૦

મનુષ્યપણું પામ્યો થકો પ્રાણી, સુણી શ્રધ્ધા ધરે ઉરે;
તપ સંયમમાં વીર્ય ફોરવી, કર્મ રૂંધ્ધી કરે દૂરે.
હોરાજ. ૧૧

કષાય તજી નિર્મળ થયો પ્રાણી શુધ્ધ ધર્મે કરે સ્થિરતા

ઉત્કૃષ્ટ અંગો તે ચાર કહ્યાં છે. તે ભૈરવીમાં લેવાના ટેક છે.
૧ બુકસ. તે. માતા બ્રાહ્મણીને પિતાચંડાળ.

નિવૃત્ત પણું તે પામે ઉત્કૃષ્ટું અગ્નિ ઘૃતે તેજ કરતાં
હોરાજ. ૧૨

ટાળે કર્મ હેતુ જે પ્રમાદો પાંચે, સંયમ પોષેધરી ખંતિ.
કાચા કુંભ સરીખો તજી દેહને ઉર્ધ્વ દિશે જાય સંજતિ.
હોરાજ. ૧૩

બહુવિધ વૃત્તો શુદ્ધ પાળીને, દેવ થયા રુદ્ધિવંતા.
શશી સૂર્યથી તે દીપે અધિકા, ચવવું નથી ઇચ્છંતા.
હોરાજ. ૧૪

રહ્યા ત્યાં દેવના દિવ્ય સુખોમાં વિક્રય વપુ કરનારા
ઉંચા સ્વર્ગમાં નિવાસ કરીને, અસંખ્ય પૂર્વ રહેનારા.
હોરાજ. ૧૫

ત્યાં સ્વર્ગી વૈમાન વિષે જે રહીયા, સુરાયુ ક્ષયે ચવી જાવે.
પૂર્વ પુણ્યે ફરી તે નર ભવમાં, દશાંગી સુખો ત્યાં આવે.
હોરાજ. ૧૬

દે[1]શ પુ[2]રને સુ[3]વર્ણ ઘણું જયાં, અશ્વાદિ ભૃ[4]ત્ય પરિવારો.
આર સમુદ્ર જયાં રહયાં કામના, ચવી જન્મ ધરનારો.
હોરાજ. ૧૭

મિ[1]ત્ર ભલેરા વિશાળ વળી જ્ઞા[2]તિ, ઉં[3]ચ ગોત્ર રૂ[4]પવંતો
કા[5]ય નિરોગી પામે બહુ પ્ર[6]જ્ઞા, વિ[7]નય જ[8]શે બ[9]ળ
વંતો. હોરાજ. ૧૮

પ્રવર સુખો તે પ્રીતે ભોગવે, આ[10]યુ ક્ષેમંકર વાળુ.

વિશુદ્ધ ધર્મ તે પાળયો જે પૂર્વે, પામે બોધ[1] બીજ રસાળુ
હોરાજ. ૧૯
ચાર અંગ દુલ્લભ અતિશે જાણી, સંયમ પૂર્ણ પ્રીતે
દ્વાદશા[2]વિધ તપે કર્મ ખપાવી, ભવી મોક્ષ જશે તે રીતે
હોરાજ. ૨૦
ગુરૂ દેવસી સ્વામી તણે પ્રતાપે, જીર્ણ[3]દુર્ગ મોઝારી.
આંબાજી એ ત્રિજી ઢાળ રચીને, સૂત્રાર્થ કહયો હિતકારી
હોરાજ ૨૧

## ગાયન ૧૧ મું.

ચાથી થતી ખુવારી વિષે. રાગ સુંદર તમને ભૂલ્યો રે (૧)

હવે તો ચેતો સજજનો, ચૌફેર ચાએ ઘર ઘાલ્યું.
તેજ હિંદનું ટાળ્યું રે ચૌફેર ચાએ ઘર ઘાલ્યું. એ ટેક. ૧
મીજમાનીમાં પહેલો, ચાનો પ્યાલો પીરશે,
તે વિણ વૃથા ગણશેરે, ચૌફેર. ૨
હાટે ઘાટે ને વાટે, ચા હોટલ મંડાણી;
પાય ધગધગતું પાણી રે, ચૌફેર. ૩
અઢારે વર્ણો આવી, હોટલમાં જઇ પેઠા.
પીએ બધાના એઠારે, ચૌફેર. ૪

---

૧ સમકિત. ૨ બાર પ્રકારનો. ૩ જુનોગઢ.

શ્રીમંત ભીક્ષુક ને ભંગી, સઘળા 'ચાને ચાહે;
ચાલ્યા સંકટ રાહેરે, ચૌફેર. ૫
ચાતન લોહીને તપાવે, જઠરાનું બળ જાશે;
રોગ વપુમાં થાશેરે, ચૌફેર. ૬
પથારીથી પહેલા ઉઠી, ચાની બુમજ મારે;
પ્રભુનામને વિસારે રે, ચૌફેર. ૭
હુતાશન પ્રગટાવી, સંચો ચાનો ફુંકે;
પ્રાણ રક્ષાને ચૂકેરે, ચૌફેર. ૮
ચાથી દમડાને બચાવી, દીન સંકટ જે હરશે;
આત્મ ઉન્નતિ કરશે રે, ચૌફેર. ૯
આંબાજીની એ રચના, ધ્યાન વિષે જે ધરશે;
દુઃખ સાગર તે તરશેરે, ચૌફેર. ૧૦

---

આધારે નમી રાજાનો રાસ બનાવેલ છે તેમાં વૈરાગ્ય રસને સર્વોપરિ પદ આપેલું છે. તે નમી રાજનું ધ્યાન બત્રીશ ઢાળોમાં અથથી ઇતિ સુધી વર્ણવેલું છે. જેનું રહસ્ય ભવ્ય જનોને મોક્ષ પ્રાપ્તી રૂપ થશે. વળી ઉક્ત પુસ્તકમાં કર્ત્તાએ રચેલા વિવિધ બોધદાયક ૫૫ કાવ્યનો સંગ્રહ દાખલ કરેલ છે કિંમત ૮ આના જીજ્ઞાસુ બંધુઓને મળવાનું.

મુ. પોરબંદર

વારીયા નથુભાઈ મેઘજી

ડે. ગોપીનાથની હવેલી પાસે.

"જૈન ધર્મ એ પ્રાચીન ધર્મ છે જેમાં દયાનો સિદ્ધાંત મુખ્યત્વે દર્શાવ્યો છે તેની સાક્ષી રૂપે જગત પ્રસિદ્ધ પંડિત તિલક મહારાજના સોનેરી શબ્દો જૈન અને વૈદિક એ બન્ને ધર્મ જોકે પ્રાચીન છે, પરંતુ અહિંસા ધર્મનો પ્રણેતા જૈનધર્મ છે. જૈન ધર્મે પોતાની પ્રબળતાથી વૈદિક ધર્મ ઉપર અહિંસા ધર્મની નહિં ભુંસાય એવી ઉત્તમ છાપ મારી છે. વૈદિક ધર્મમાં અહિંસાને જે સ્થાન મળ્યું છે તે જૈનોના સંસર્ગને લીધેજ છે. અહિંસા ધર્મના સંપૂર્ણ શ્રેયના હકદાર જૈનોજ છે. અઢી હજાર વર્ષ પહેલાં વેદ વિધાયક યજ્ઞોમાં હજારો પશુઓનો વધ થતો હતો. પરંતુ ચોવિશો વર્ષ પહેલાં જૈનોના છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર સ્વામીએ જ્યારે

જૈનધર્મનો પુનરોદ્ધારકર્યો ત્યારે તેના ઉપદેશથી લોકોનાં ચિત્ત અઘોર નિર્દય કર્મથી વિરક્ત થવા માંડયાં, અને ધીમે ધીમે લોકોના ચિત્તમાં અહિંસાએ પોતાનો અધિકાર સ્થાપન કર્યો. આ સમયના વિચારશીલ વૈદિક વિદ્વાનોએ ધર્મની રક્ષાને લીધે, પશુહિંસા સર્વ બંધ કરી. અને પોતાના ધર્મમાં અહિંસાને આદરપૂર્વક સ્થાન આપ્યું વિગેરે કહી અહિંસા પ્રણેતા જૈનધર્મને બતાવ્યો છે. ”

"વસંત" માસિકના અંકમાં પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ બી. એ. એલએલ. બી.ના લેખમાંથી ઉતારેલ છે.

## ગ્રાહકોના નામ.

ગુણ સુંદરી ૧ રવજી લાધાભાઇ મુ. આખા.
સોરઠ વંથળી થઈ પોસ્ટ કણઝા થઇને

ગુણસુંદરી. ૧ શીવશંકર મોનજી મુ. અગતરાઇ તલાટી

ગુણસુંદરી. ૧ લાલચંદ પાનાચંદ માસ્તર મુ. અગતરાઇ

ગુણસુંદરી. ૧ મુ. થાણાપીપલી નિશાળ માસ્તર માર્ફત
શેઠ કરશનજી જીવન

ગુણસુંદરી. ૧ હિરાણી ઝવેરચંદ નથુભાઈ મુ. મેંદરડા

ગુણસુંદરી. ૧ કચ્છી મુલજીભાઈ સવચંદ મુ. જુનાગઢ

ગુણસુંદરી. ૧ મણીલાલ સામળજી ચોવટીઆ મુ. જુનાગઢ

ગુણસુંદરી. ૧ શેઠ કેશવલાલ ઠાકરસી મુ. બીલખા

ગુણસુંદરી. ૧ શા. ત્રીકમજી વેલજી મુ. કેશોદ

ગુણસુંદરી. ૧ શા. હરખચંદ પરશોતમ મુ. ધ્રાફા પાનેલી
થઇને

# જૈનધર્મનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | જૈન શીક્ષણમાળા પહેલી ચોપડી. ... ... | ૦—૪—૦ |
| ૨ | જૈન શીક્ષણમાળા બીજી ચોપડી. ... ... | ૦—૬—૦ |
| ૩ | કર્મ અને આત્માનો સંયોગ ... ... | ૦—૫—૦ |
| ૪ | આત્મ પ્રદીપ. ... ... ... ... | ૦—૮—૦ |
| ૫ | સામાયિક સુમાર્ગ. ... ... ... | ૦—૧—૬ |
| ૬ | આવસ્યક ભાવાર્થ પ્રકાશ ... ... ... અને પ્રશ્નોતર કુસુમાવળી | ૦—૮—૦ |
| ૭ | જૈન વાંચનમાલા પ્રથમ પુસ્તક. ... ... | ૦—૪—૦ |
| ૮ | જૈન વાંચનમાળા બીજું પુસ્તક. ... ... | ૦—૪—૦ |
| ૯ | મોક્ષ માળા. ... ... ... ... | ૦—૧૨—૦ |
| ૧૦ | જૈન તત્વાદીગ દર્શન ... ... ... | ૦—૨—૦ |
| ૧૧ | પુરૂષ વિસ્તિધ્ય ઉપાય. ... ... ... | ૧—૦—૦ |
| ૧૨ | સામાયિક સ્વરૂપ.... ... ... ... | ૦—૨—૦ |
| ૧૩ | જૈન માર્ગ પ્રવેશિકા નં. ૧ લો. ... ... | ૦—૨—૦ |
| ૧૪ | જૈન માર્ગ પ્રવેશિકા નં. ૨ જો. ... ... | ૦—૩—૦ |
| ૧૫ | જૈન માર્ગ પ્રવેશિકા નં. ૩ જો. ... ... | ૦—૬—૦ |
| ૧૬ | જૈન પ્રશ્નોતર કુસુમાવળી. ... ... | ૦—૨—૦ |

**ખુશાલચંદ રામજી બાખડા.**

જૈન બુકસેલર—પરા બજાર.

રાજકોટ ( કાઠીયાવાડ. )